# લોકો ઉપયોગી કાયદાઓનો ટુંક સારાંસ

કર્તા : રોબર્ટ સેમ્યુલ

રીટાયર્ડ કલાર્ક ઓફ ધી કોર્ટ

(સરકારી પેનશનર)

રાયખડ, પુંજાલાલની ચાલ—અમદાવાદ.



સને ૧૯૪૦

કર્તાએ સર્વ હક પોતાને સ્વાધીન રાખ્યા છે.

કીંમત રૂા. ૧-૦-૦

# પ્રસ્તાવના.

કેટલાક ખ્રિસ્તી લોકો કાયદાના અજ્ઞાન હોવાથી ઘણી વખત ભુલો કરે છે ને તેથી તેમને ઘણું સહન કરવું પડે છે, ને આવા લોકોનો અનુભવ **મી. મહીજીભાઇ વીરજીભાઇને** થવાથી તેઓશ્રીએ મને આ ચોપડી લખવાની ભલામણ કરવાથી આ ચોપડી મેં લખી છે એવી આશાથી કે આ ચોપડી ખ્રિસ્તી લોકોને ઉપયોગી થઇ પડશે.

આ ચોપડીની કીંમત હલકી રાખવાનો મારો વિચાર હતો કે જેથી ગરીબ ખ્રિસ્તીઓ પણ તેનો ઉપયોગ કરી શકે; પરંતુ લડાઇને લીધે મોંઘવારી થવાથી મારાથી તેમ થઇ શકયું નહીં માટે દરગુજર કરશો.

આર. સેમ્યુલ
કર્તા.

# અનુક્રમણિકા





# હીંદુસ્થાનનો પુખ્ત ઉંમર બાબતનો કાયદો

## સને ૧૮૭૫ નો ૯ મો

આ કાયદો આખા બ્રીટીસ હીંદુસ્થાનને લાગુ પડે છે. અને તે દરેક જાત અને ધર્મના લોકોને પણ લાગુ પડે છે.

૧. કોઇપણ છોકરા અગર છોડીનો વાલી પણાના કાયદા મુજબ કોઇ વાલી જાત અગર મીલકતનો કોઇ કોર્ટથી નીમાયો ના હોય તો તે છોકરો અગર છોડી ૧૮ વરસની ઉમરે પુખ્ત ઉમરનું ગણાય છે. અને વાલીપણાના કાયદા મુજબ જો કોઇ છોકરા અગર છોડીની જાત અગર મીલકતના વાલી કોઇ કોરટથી નીમાયું હોય તો તે છોકરો અગળ છોડી ૨૧ વરસની ઉંમરે લાયક ઉમરનું ગણાય છે. કોઇ દીવાની દાવામાં દીવાની કાયદા મુજબ વાલી નીમાયું હોય તો તેને આ લાગુ પડતું નથી

૨. અઢાર (૧૮) વરસની અંદરના કોઇ છોકરા અગર છોડીએ કરી આપેલું લખાણ દસ્તાવેજ કે ખાતું નકામું અને ગેર કાયદેસર છે.

૩. અઢાર (૧૮) વરસની ઉમર પછી દરેક છોકરો અને છોડી પોતાનાં માબાપ અને વાલીથી છુટાં છે અને પોતાની મરજી મુજબ કરવા સ્વતંત્ર છે. તેમને પોતાનું કંઇ પણ કામ કરવા માબાપ અગર વાલીની રજા લેવાની જરૂર નથી.

૪. ઉમર ગણતી વખતે જે દીવસે જન્મ થયો હોય તે દીવસ ગણતરીમાં લેવાય છે.

૫ પુખ્ત ઉમરનાઓને માટે વાલી અગર માબાપ જવાબદાર નથી. ૧૮ વરસની અંદરનાં બધાં છોકરાં સગીર ઉમરનાં ગણાય છે.

૬. બાળક પાંચ વરસનું થાય ત્યાં સુધી માનું વાલી પણ ગણાય છે, અને ત્યાર પછી બાપનો હક્ક થાય છે.

# પરણેલી સ્ત્રીની મીલકત બાબતનો કાયદો

## સને ૧૮૭૪ નો ૩ જો.

આ કાયદો આખા બ્રીટીશ હીંદુસ્થાનને લાગુ પડે છે

૧. કોઈ પણ પરણેલી સ્ત્રીના પગારના પૈસા અગર તો તેણીની બીજી કમાણીના પૈસા તે તેણીની આગવી મીલકત ગણાય છે કલમ ૪ થી.

૨. પરણેલી સ્ત્રી પોતાની જીંદગીનો વીમો પણ ઉતરાવી શકે છે. કલમ. ૫

૩. પરણેલી સ્ત્રી પોતાની આગવી મીલકત માટે પોતાના નામથી દીવાની કોર્ટમાં દાવો કરી શકે તથા ફોજદારી પગલાં પણ લઈ શકે છે. કલમ. ૭

૪. કોઈ માણસ કોઇ પરણેલી સ્ત્રી ને પૈસા ધીરે અગર તેણીની સાથે કંઇ કોન્ટ્રાકટ કરે તો તેને માટે તે સ્ત્રીની આગવી મીલકતથી વસુલ લઈ શકે છે કલમ. ૮

૫. કોઇ સ્ત્રી ને દેવું હોય ને તે સ્ત્રી કોઇ માણસ સાથે લગ્ન કરે તો લગ્ન કરનાર માણસ તે સ્ત્રીના દેવા માટે જવાબદાર નથી કલમ ૯

# બાળ લગ્ન અટકાવવાનો કાયદો સને ૧૯૨૮ નો.

## (શારદા એકટ)

## બાળક (સગીર) કોને કહેવાય

છોકરો ૧૮ વરસની અંદરનો હોય અને છોડી ૧૪ વરસની અંદરની હોય તો તેઓ સગીર કહેવાય આથી બાળલગ્ન એટલે વર અને કન્યા ૧૮ ને ૧૪ વરસની અંદરનાં હોય તે બાળલગ્ન કહેવાય તેવી જ રીતે કન્યા ૧૪ વરસની અંદરની હોય ને વર ૧૮ વરસની ઉપરનો હોય અગરતો કન્યા ૧૪ વરસ ઉપરની હોય ને વર ૧૮ વરસની અંદરનો હોય તો તે પણ બાળલગ્ન કહેવાય.

જો કોઇ બાળલગ્ન કરે અને કરાવે તેને નીચે મુજબ શિક્ષા થશે.

જો ૧૮ અને ૨૧ વરસ વચ્ચેનો કોઇ પુરૂષ ૧૪ વરસની અંદરની સગીર છોડી સાથે લગ્ન કરશે તો તે રૂા. ૧૦૦૦) સુધીના દંડને પાત્ર થશે. કોઇપણ સંજોગોમાં તેને જેલમાં મોકલવામાં આવશે નહીં એટલે કે તેને થએલો દંડ ભરવાનું તે ના કહે તો પણ તેને જેલમાં મોકલવામાં આવશે નહિ પણ દંડ તેની પાસેથી વસુલ કરવામાં આવશે.

જો કોઇ ૨૧ વરસની ઉમર ઉપરાંતનો માણસ કોઇ સગીર છોડી સાથે પરણે તો તેને એક માસ સાદી જેલ અગરતો રૂ. ૧૦૦૦) સુધીનો દંડ અગર બન્ને સજાઓને પાત્ર તે થશે.

મોટી ઉમરની સ્ત્રી બાળલગ્ન કરે તો તેને માટે કંઈ શીક્ષા નથી એટલે કે ૧૮ વરસ ઉપરાંતની ઉમરની સ્ત્રી ૧૮ વરસની અંદરના સગીર

છોકરા સાથે લગ્ન કરે તો તે સ્ત્રીને કંઇ શિક્ષા થશે નહિ.

ધર્મગુરૂ અગર તો બીજો કોઇ બાળલગ્ન કરાવશે તો તે માણસ એક માસની સાદી કેદ અગર રૂ. ૧૦૦૦) ના દંડની અગર કેદ અને દંડ બન્નેની શિક્ષાને પાત્ર થશે.

માબાપ અગર વાલી બાળલગ્નને ઉત્તેજન આપે અગર બાળલગ્ન કરાવવાની પરવાનગી આપે તેને એક માસની સાદી કેદ અગર રૂ. ૧૦૦૦) ના દંડની અગર તો બન્ને શિક્ષાને પાત્ર થશે. તે છતાં આ કાયદો જાહેર કરે છે કે મા અગર સ્ત્રી વાલીને કેદની શિક્ષા થશે નહીં; પરંતુ દંડની શિક્ષાને પાત્ર થશે.

૧૮ અને ૨૧ વરસની વચ્ચેનો પુરૂષ ૧૪ વરસની અંદરની સગીર છોડી સાથે લગ્ન કરશે તો તેને કેદની શીક્ષા થશે નહીં, પણ રૂ. ૧૦૦૦) સુધીનો દંડ થશે.

મા અગર સ્ત્રી વાલીને બાળલગ્નની પરવાનગી આપવા અગર ઉત્તેજન આપવા માટે શિક્ષા થશે નહિ, પણ રૂા. ૧૦૦૦) સુધીના દંડની શિક્ષા થશે.

મોટી ઉમરની સ્ત્રીને ૧૮ વરસની અંદરના સગીર છોકરા સાથે બાળલગ્ન કરવા માટે શિક્ષા થશે નહિ.

(A) ૨૧ વરસની ઉમર ઉપરાંતનો પુરૂષ કોઈ સગીર છોડી સાથે લગ્ન કરે (B) કોઈ પાદરી અગર બીજો માણસ બાળલગ્નની ક્રિયા કરાવે (C) બાપ અગર પુરૂષ વાલી બાળલગ્નને ઉત્તેજન આપે અગર પરવાનગી આપે તો તેવાંઓને એક માસની સાદી કેદ અને રૂા. ૧૦૦૦) સુધીના દંડની શિક્ષા થશે.

બાળલગ્નની ફરીઆદો સાંભળવાનો હક પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ અગર તો ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ સાહેબને છે. માટે જે ડીસ્ટ્રીકટમાં બાળલગ્ન થયું હોય તે ડીસ્ટ્રીકટના મે. ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ સાહેબની કોરટમાં ફરીઆદ કરવી.

બાળલગ્ન થયાની તારીખથી એક વરસમાં ફરીઆદ કરવી જોઇએ. એક વરસ પછીથી ફરીઆદ ચાલશે નહિ. રદ જશે.

ખોટી ફરીઆદો અટકાવવા માટે ફરિઆદ કરનાર માણસને રૂા. ૧૦૦) ની સીકયુરીટી આપવી પડશે. હવે નવા સુધારા મુજબ ફરીઆદ કરનારને આ રૂા. ૧૦૦) ની સીકયુરીટી આપવી પડતી નથી.

## શારદા એકટમાં સુધારો.

શારદા એકટ હોવા છતાં લોકો બાળલગ્ન કરાવતા હતા ને દંડ ભરી દેતા હતા. ને પારકા રાજ્યમાં જઇને લગ્ન કરાવી આવતા હતા અને આ મુજબ શારદા એકટનો ભંગ કરતા હતા, માટે શારદા એકટને વધારે સખત બનાવવા માટે સરકારે તેમાં સુધારો કર્યો છે. એટલે જ્યાં દંડના શિક્ષા લખી છે ત્યાં દંડ અને સજા બન્નેની શિક્ષા ઠરાવી છે. એટલુંજ નહીં પણ પારકા રાજ્યમાં જઇને જે લગ્ન કરાવી આવશે તેને પણ શિક્ષા થશે.

આ કાયદા મુજબ હરકોઇ માણસ ફરીઆદ કરી શકે છે. પણ ફરીઆદ સાબીત કરી આપવી જોઇએ.

## હિંદુસ્થાનના ક્રિશ્ચિઅનોનાં લગ્નનો કાયદો.

## સને ૧૮૭૨ નો ૧૫ મો.

૧. આ કાયદા મુજબ જે માણસ પાસે લગ્ન કરાવવાનું સરકારી લાયસન્સ હોય તેજ માણસ ક્રિશ્ચિઅન લોકોનું લગ્ન કરાવી શકે. બીજાથી લગ્ન કરાવી શકાય નહીં.

૨. આ કાયદાની કલમ ૯ મુજબ નામદાર સરકાર લગ્ન કરાવવાનું લાયસન્સ આપે છે.

૩. ક્રિશ્ચિઅન માણસનું લગ્ન દેવળમાં ખાનગી મકાનમાં અગર માંડવામાં થઇ શકે છે. પરંતુ ચર્ચ ઓફ ઈંગલેન્ડનો પાદરી દેવળ સીવાય બીજી જગ્યાએ લગ્ન કરાવી શકે નહીં. લગ્ન પવિત્ર સંસ્કાર છે માટે બને ત્યાં સુધી દેવળમાં કરવું. રવીવારે પણ લગ્ન થઇ શકે છે.

૪. લગ્ન કરવાનો વખત સવારના ૭ વાગતાં પછી અને સાંજના સાત વાગતાં પહેલાંનો છે. કલમ ૧૦

૫. શારદા એકટ મુજબ છોકરો ૧૮ વરસ ઉપરનો હોય અને છોકરી ૧૪ વરસ ઉપરની હોય તોજ તેમનું લગ્ન થઇ શકે.

૬. છોડી ૧૪ વરસ ઉપરની પરંતુ ૧૮ વરસ અંદરની હોય તો માબાપ અગર વાલીની લેખીત પરવાનગી જોઇએ. છોકરો ૧૮ વરસની ઉમર ઉપરાંતનો હોય માટે તેના વીષે પરવાનગીની જરૂર નથી કારણકે તે લાયક ઉમરનો છે. પરંતુ જો કોઇ કોર્ટથી વાલીપણાના કાયદા મુજબ

તેનો વાલી નીમાયો હોય તો ૨૧ વરસની તેની ઉમર નથી માટે તેના માબાપ અગર વાલીની પરવાનગીની જરૂર છે.

૭. સગીરના લગ્ન બાબત પરવાનગી કોણ આપી શકે—બાપ—અને જો બાપ મરી ગયો હોય તો સગીરનો કાયદેસરવાલી અને જો વાલી ના હોય તો સગીરની મા. કલમ ૧૯

૮. જે માણસોની પરવાનગી જોઈએ તે માણસો સબળ અને કાયદેસર વાંધાના કારણે લગ્ન કરાવનાર માણસને લેખી નોટીસ આપીને લગ્ન અટકાવી શકે છે. પરંતુ મારી તેની સાથે સગાઇ થઇ છે તેણીને મેં કપડાં તથા પૈસા આપ્યા છે તે વાંધો ચાલી શકે નહિ કલમ ૨૦ અને ૪૪ પરણનારને પ્રથમની ઓરત હૈયાત છે અગર પરણનારને પ્રથમનો ધણી હૈયાત છે ને કાયદાની કોર્ટથી તેમની ફારગતી થઇ નથી તેવો વાંધો જોઇએ. કલમ ૬૦ પેરા ૨ જો.

૯. દેશી ખ્રિસ્તી માણસના લગ્ન માટે નોટીસ જોઇએ નહિ કલમ ૬૦ આ કલમના પેરા ૧માં પુરૂષની ઉમર ૧૬ વરસને સ્ત્રીની ઉમર ૧૩ વરસ ઉપરની હોય તો માબાપ અગર વાલીની પરવાનગીથી લગ્ન કરાવવાનું લખ્યું છે પરંતુ આટલી ઉમરનાંનું લગ્ન કરાવવું નહિ કારણકે શારદા એકટ મુજબ તે ગુન્હો છે. લગ્નમાં બે આબરૂદાર સાક્ષીઓ જોઇએ.

૧૦. લગ્ન કરનાર પુરૂષ અગર સ્ત્રી લગ્નના સર્ટીફીકેટની નકલ માગે તો ૦-૪-૦ ચાર આના ફી લઇને તે નકલ આપવી ને નકલમાં લગ્ન કરાવનારે પોતાની સહી કરી આપવી. કલમ ૬૧

૧૧. જે માણસને સરકારમાંથી કલમ ૯ મુજબ લગ્ન કરાવવાનું લાયસન્સ મળ્યું હોય ને તે કોઇ સબળ કારણવિના લગ્ન કરાવવાનું ના પાડે તો લાયસન્સ ધરાવનાર માણસ જે ડીસ્ટ્રીકટમાં રહેતો હોય તે ડીસ્ટ્રીકટના ડીસ્ટ્રીકટજજ સાહેબની રૂબરૂ હાજર થઈ જાતે અગર વકીલ મારફતે લેખીત અરજી કરવી કલમ ૪૬ ટપાલ મારફતે અરજી કરેલી ચાલશે નહિ.

૧૨. લાયસન્સ ધરાવનાર માણસ દેશી રજવાડામાં રહેતો હોય તો તેની વીરૂધની અરજી ગર્વનર જનરલ સાહેબને કરવી કલમ ૪૭

૧૩. લગ્ન કરાવ્યા પછી લગ્નના સરટીફીકેટની એક નકલ રજીસ્ટાર ને એક માસમાં મોકલી આપવી કલમ ૩૪ ને ૫૫

૧૪. નજીકનાં સગાંઓનું લગ્ન કરાવવું નહિ. સને ૧૮૭૨ ના ૩૧ એકટની કલમ ૨

## સગપણની ટીપ

નીચે જણાવેલી કોઈ સ્ત્રી સાથે પુરૂષે લગ્ન કરવું નહિં.

૧ દાદી
૨ દાદીની વહુ
૩ વહુની દાદી
૪ બાપની બેન
૫ માની બેન
૬ બાપના ભાઇની વહુ
૭ માના ભાઇની વહુ
૮ વહુના બાપની બેન
૯ વહુની માની બેન
૧૦ મા
૧૧ સાવકી મા
૧૨ વહુની મા
૧૩ દીકરી
૧૪ વહુની દીકરી
૧૫ દીકરાની વહુ
૧૬ બેન
૧૭ વહુની બેન
૧૮ ભાઇની વહુ
૧૯ દીકરાની દીકરી
૨૦ દીકરીની દીકરી
૨૧ દીકરાના દીકરીની વહુ
૨૨ દીકરાના દીકરાની વહુ
૨૩ વહુના દીકરાની દીકરી
૨૪ વહુની દીકરીની દીકરી
૨૫ ભાઇની દીકરી
૨૬ બેનની દીકરી
૨૭ ભાઇના દીકરાની વહુ
૨૮ બેનના દીકરાની વહુ
૨૯ વહુના ભાઇની દીકરી
૩૦ વહુની બેનની દીકરી

નીચે જણાવેલ કોઈ પુરૂષ સાથે સ્ત્રીએ લગન કરવું નહીં

૧ દાદો
૨ દાદીનો વર
૩ વરનો દાદો
૪ બાપનો ભાઈ
૫ માનો ભાઇ
૬ બાપની બેનનો વર
૭ માની બેનનો વર
૮ વરના બાપનો ભાઇ
૯ વરની માનો ભાઈ
૧૦ બાપ
૧૧ સાવકો બાપ
૧૨ વરનો બાપ
૧૩ દીકરો
૧૪ વરનો દીકરો
૧૫ દીકરીનો વર
૧૬ ભાઇ
૧૭ વરનો ભાઈ
૧૮ બેનનો વર
૧૯ દીકરાનો દીકરો
૨૦ દીકરીનો દીકરો
૨૧ દીકરાની દીકરીનો વર
૨૨ દીકરીની દીકરીનો વર
૨૩ વરના દીકરાનો દીકરો
૨૪ વરની દીકરીનો દીકરો
૨૫ ભાઇનો દીકરો
૨૬ બેનનો દીકરો
૨૭ ભાઇની દીકરીનો વર
૨૮ બેનની દીકરીનો વર
૨૯ વરના ભાઇના દીકરો
૩૦ વરની બેનના દીકરો

હાલમાં આઇ. પી. મોશનમાં સાળી સાથે લગ્ન કરાવે છે કારણ કે હાલ બ્રીટીશ પાર્લામેન્ટે રજા આપી છે.

૧૫ કેટલાક ખ્રીસ્તી લોકો એકજ ગામના હોય તેમને પોતાના જુના ધર્મના રીત રીવાજ મુજબ ભાઇ બેન અગર ૧૦-૧૨ પેઢીએ સગાં ગણે છે તે તદન ખોટું અને ખ્રીસ્તી ધર્મ અને રીવાજથી વીરૂદ્ધ છે અને તેથી ઉપર જણાવેલી સગપણની ટીપ આપી છે.

૧૬ જો કોઇ લાયસન્સ ધરાવનાર માણસ કાયદેસર અને સબળ કારણ વગર લગ્ન કરાવવાને ના પાડશે તો તેનો રૂ ૧૦૦/ સુધીનો દંડ થશે. જુઓ ૭૪ પેરા ૨. તું મારી મંડળીનો નથી, અગર તું મંડળીના નીયમ મુજબ ચાલતો નથી તે કારણ સબળ ને કાયદેસર નથી.

૧૭ લગ્નના કાયદા મુજબ નીચે મુજબ ફી લેવાય છે.

લગ્નની નોટીસ લેવાની અને તે પ્રસિદ્ધ કરવાની ફી......૧૨-૦-૦

લગ્ન કરાવવાની અને તે લગ્ન રજીસ્ટર કરવાની
મેરેજ રજીસ્ટ્રારે લેવાની ફી............................ ૮-૦-૦

લગ્ન વીરૂદ્ધ વાંધો નોંધવાની અગર તે લગ્નનું
સરટીફીકેટ અટકાવવાની અરજી બાબત મેરેજ
રજીસ્ટ્રારે લેવાની ફી.....................................૧૫-૦-૦

દરેક રજીસ્ટર બુક શોધવાની તથા કલમ ૬૦
અને ૭૯ મુજબ નકલ આપવાની ફી.................. ૩-૦-૦

લગ્ન કરાવવાનું લાયસન્સ ધરાવનાર માણસે લીધેલી ફીમાંથી ½ ભાગ સરકારી તીજોરીમાં જમા કરાવવો અને બાકીના પૈસા પોતે લેવા.

જનરલ ડીપાર્ટમેન્ટ મુંબાઈ તાઃ ૧૮ નવેંબર સને ૧૯૩૨ નં. ૮૮૬૩-ii

---

## ફારગતીનો કાયદો

### સને ૧૮૬૯ નો ૪ થો

૧ કેટલાક ખ્રિસ્તી લોકોનું માનવું એવું છે કે, સાત વરસ ધણી ધણીઆણી જુદાં રહે તો ફારગતી થઇ જાય છે. આ માનવું તદન ખોટું છે. ફારગતીને માટે ડીસ્ટ્રીક્ટ કોરટમાં જાતે અગર વકીલ મારફતે દાવો કરવો પડે છે. અને તે દાવા અરજી ઉપર રૂ ૩૦-૦-૦ નો કોર્ટ ફી સ્ટેમ્પ ચોડવો પડે છે.

૨ ખ્રિસ્તી લોકોની ફારગતી કોર્ટ બહાર એટલે ખાનગી રીતે થઇ શકતી નથી અને જો તે કરે તો તે ફારગતી ગેરકાયદેસર ને નકામી છે. જો ફારગતી લેવી હોય તો તે ડીસ્ટ્રીકટના મેહે. ડીસ્ટ્રીકટ જજ સાહેબની કોરટમાં પેરા. ૧ માં જણાવ્યા મુજબ દાવો કરવો.

૩ જો હીંદુ રીત અને રીવાજ મુજબ લગ્ન થયું હોય ને ફારગતી કરવી હોય તો રૂ ૧—૦—૦ એક રૂપીઆના સ્ટેમ્પ ઉપર ફારગતી લખી આપીને પછી બાપતીસ્મા લઈને ખ્રિસ્તી થવું. કારણ કે ખ્રિસ્તી થયા પછી કોરટ મારફતે ફારગતી લેવી પડે છે.

૪ છીનાળાના કારણસરજ ખ્રિસ્તી માણસ પોતાની ઓરતને ફારગતી આપી શકે છે. પરંતુ તે છીનાળું કોર્ટમાં સાબીત કરવું પડે છે. છીનાળું સાબીત કર્યા સીવાય ફારગતી થતી નથી. કલમ ૧૦ કોઈ પણ પુરૂષ પોતાની ઓરતના છીનાળાના કારણથી ડીસ્ટ્રીકટ કોરટમાં અગર તો હાઈ કોરટમાં ફારગતીને માટે અરજી કરે.

કલમ—૧૦ પેરા. ૨ જો. કોઈ પણ સ્ત્રી પોતાના ધણીએ ખ્રિસ્તી ધર્મ છોડયો છે ને બીજા ધર્મમાં જઈ બીજી ઓરત કરી છે તે કારણસર ફારગતી માટે ડીસ્ટ્રીકટ કોર્ટમાં અગર હાઈ કોર્ટમાં અરજી કરે. નીચેના કારણેથી પણ સ્ત્રી ફારગતીને માટે અરજી કરી શકે છે.

તેણીનો ધણી જાતે છીનાળું કરે છે
બીજી ઓરત રાખીને છીનાળું કરે છે
બીજી ઓરત સાથે લગ્ન કર્યું છે
બળાતકાર સંભોગને સૃષ્ટી વીરૂદ્ધ કામ
છીનાળું અને સખત ઘાતકીપણા માટે
છીનાળા માટે બે વરસ ઉપરાંતથી જુદો હોય
ઉપર બતાવેલાં કારણસર પણ સ્ત્રી ફારગતી માટે અરજી કરી શકે છે.

૫ કલમ ૧૧ પુરૂષ ફારગતી માટે અરજી કરે તો તેની ઓરત જે પુરૂષ સાથે છીનાળું કરતી હોય તો તે પુરૂષનું નામ પ્રતિવાદીમાં દાખલ કરી શકાય પણ નીચેની બાબતમાં નહીં.

(૧) જો સ્ત્રી કસબણનો ધંધો કરતી હોય તો
(૨) જોઇતી તપાસ કર્યા છતાં તે પુરૂષનું નામ મળતું ના હોય તો
(૩) અગર તે પુરૂષ મરી ગયો હોય તો

કલમ ૧૪ કોર્ટની ખાતરી થાય કે કેસ સાબીત થયો છે તો કોર્ટ ફારગતીનો હુકમ કરે છે.

કોર્ટને એવું માલમ પડે કે, અરજદાર પોતેજ છીનાળા માટે ગુન્હેગાર છે તો કોર્ટ ફારગતીનો હુકમ કરવા બંધાએલી નથી

કલમ ૧૭ ડીસ્ટ્રીકોટે કરેલો ફારગતીનો હુકમ હાઈકોર્ટની મંજુરી ઉપર રહેશે.

ને ડીસ્ટ્રીકટ જજે કરેલો ફારગતીનો હુકમ ૭ મહિના પછી કાયમ કરવામાં આવશે.

કલમ ૧૮ કોઈ પણ પુરુષ અગર સ્ત્રી પોતાનું લગ્ન રદ કરાવવાને ડીસ્ટ્રીકટ કોર્ટમાં અરજી કરી શકે છે.

કલમ ૧૯ લગ્ન રદ કરવાનો હુકમ નીચેનાં કારણોથી કરવામાં આવશે.

(૧) પ્રતિવાદી લગન વખતે તેમજ અરજી કરતી વખતે નામરદ હતો ને છે.

(૨) પક્ષકારો તદન નજીકનાં સગાં છે (કાયદેસર અગર કુદરતી)

(૩) લગ્ન વખતે ધણી અગર ધણીઆણી ગાંડુ હતું.

(૪) લગ્ન વખતે પુરુષની આગલી સ્ત્રી અગર સ્ત્રીનો આગલો ધણી હયાત હતાં.

આમાં એવું સાબીત કરવું જોઇએ કે બેમાંથી એક જણની મરજી ઠગાઈથી અગર જોર જુલમથી લીધી હતી.

કલમ-૩૨ કોઇ સ્ત્રી અગર પુરૂષ વ્યાજબીને કાયદેસર કારણવિના જુદાં થાયતો, પુરૂષ અગર સ્ત્રી લગ્નના હક પુરા કરવા દાવો કરે. કલમ-૩૪ કોઈ પણ પુરૂષ પોતાની સ્ત્રી સાવે કોઈ બીજો માણસ છીનાળું કરતો હોય તો છીનાળું કરનાર માણસ પાસેથી નુકસાની માગી શકે. ને નુકસાનીની રકમ માટે વધારેનો સ્ટેમ્પ જોઇએ નહી.

---

## વારસા બાબતનો કાયદો

### સને ૧૮૬૫ નો ૧૦ મા

સૌથી સારી વાત એ છે કે ખ્રીસ્તી માણસે મરતા પહેલાં પોતાની મીલકતનું વીલ બનનાવું.

ખ્રીસ્તી માણસનું મોઢાનું વીલ ચાલી શકતું નથી. વીલલખેલું હોવું જોઈએ ને તેમાં ઓછામાં ઓછા બે સાક્ષી હોવા જોઈએ. વીલને માટે સ્ટેમ્પના કાગળની જરૂર નથી તેમજ રજીસ્ટર કરાવવાની જરૂર નથી તે છતાં રજીસ્ટરકરાવ્યું હોય તો સારૂં વીલ સાદા કાગળ ઉપર ચાલે છે.

સ્ત્રીને પણ પોતે કમાએલી તેમજ પોતાને વારસામાં મળેલી મીલકતનું વીલ કરવાનો અધીકાર છે.

વીલથી ખ્રીસ્તી માણસ પોતાની મીલકતને પોતે ચાહે તેને આપી શકે છે. વીલ કરેલું હોય તો વીલમાં લખ્યા મુજબ મીલકતની વહેંચણી થાય છે. જો વીલ ના કર્યું હોય ને માણસ મરી જાય તો તેની મીલકતની વહેંચણી આગળ બતાવ્યા મુજબ થાય છે.

વીલ કર્યા પછી તેને સુધારવું હોય આગળ રદ કરવું હોય તો તે થઈ શકે છે. ને પ્રથમનું વીલ રદ કરીને નવું વીલ પણ કરી શકાય છે. વીલમાં જો લખ્યું હોય કે મારા જીવતાં હું મારી મીલકતનો સ્વતંત્ર માલીક છું ને મારું દીલ ચાહે તે હું કરી શકું છું તો તે સારું છે.

## વારસાનો કાયદો

### સને ૧૮૬૫ નો ૧૦ મો

### કલમ ૨૪ લોહીના સગાઓનું પેઢી નામું.

| |
|---|
| વડુઓ |
| મોટા દાદા |
| દાદા |
| બાપ |
| છોકરો |
| છોકરાનો છોકરો |
| છોકરાના છોકરાનો છોકરો |

મોટા કાકા

મોટા કાકા

મોટા કાકાનો દીકરો

કાકો

ભત્રીજો

બીજા નંબરનો ભત્રીજો

ભત્રીજાનો છોકરો

ભાઇ

ભત્રીજાના છોકરાનો છોકરો.

ભત્રીજો

ભત્રીજાનો છોકરો

૨૨૨૭૭



કલમ ૨૭ મરનાર વીલ કર્યાં વીના મરી ગયો હોય અને પોતાની પાછળ વીધવા અને બાળકો મુકી ગયો હોય તો તેની મીલકત નીચે મુજબ વહેંચાય છે.

⅓ ભાગ એટલે રૂપીએ ૦–૫–૪ વીધવાનો ભાગ.

⅔ ભાગ એટલે રૂપીએ ૦–૧૦–૮ છોકરાંઓનો ભાગ.

જો મરનારને છોકરાં ના હોય તો તેની મીલકતનો અડધો ભાગ તેની વીધવાને મળે છે ને બાકીનો અડધો ભાગ તેનાં નજીકનાં સગાંઓને મળે છે, તે મરનારને નજીકનાં સગાં ના હોય તો તેની બધી મીલકત તેની વીધવાને મળે છે.

કલમ ૨૮ મરનારને વીધવા ના હોય તો તેની બધી મીલકત તેનાં છોકરાંઓને મળે છે ને છોકરાં પણ ના હોય તો તેનાં સગાંઓને મળે છે.

કલમ ૨૯ ને ૩૦ મરનારની વીધવાનો ભાગ (જો વીધવા હોય તો) બાદ કરતાં જે મીલકત રહે તે બધાં છોકરાંઓને સરખે ભાગે મળે છે.

કલમ ૩૧ મરનારને છોકરૂં હયાત ના હોય પણ છોકરાંનાં છોકરાં હોય તો તેમને સરખે ભાગે મીલકત મળે છે.

દાખલા તરીકે,

એડવર્ડને ત્રણ છોકરાં છે. ૧. જોન ૨. મેરી અને ૩. હેનરી આ ત્રણે છોકરાં તેમના બાપ એડવર્ડના પહેલાં ગુજરી ગયાં ને જોન પોતાની પાછળ બે છોકરાં મુકી ગયો. મેરી ત્રણ છોકરાં મુકી ગઈ અને હેનરી ચાર છોકરા મુકી ગયો. પછી એડવર્ડ વીલ કર્યાં વીના ગુજરી ગયો એટલે મરનારની મીલકતમાંથી આ નવ છોકરાંને દરેકને મીલકતનો ⅑ ભાગ મળે.

પણ હેનરી કંઇ છોકરૂં મુકી ના ગયો હોત તો તો જોન અને મેરીનાં છોકરાંઓને સરખે ભાગે મીલક્ત મળે.

એડવર્ડને બે છોકરાં છે, જોન અને મેરી, જોનની સ્ત્રી બે જીવતી છે અને જોન તેના બાપના પહેલાં તેની વીધવાને મુકીને મરી ગયો, પછી એડવર્ડ મરી ગયો. ને એડવર્ડના મરણ બાદ જોનની ઓરત (વીધવા) ને છોકરૂં થયું. એટલે એડવર્ડની મીલકત મેરી અને જોનના છોકરા વચ્ચે સરખે ભાગે વહેંચાય.

કલમ ૩૩ જ્યારે મરનારનાં વારસો સરખી રાતે સગાંના હોય ત્યારે મરનારની મીલકત નીચે મુજબ વહેંચાય.

દાખલા તરીકે

अ વીલીઅમને ત્રણ છોકરાં હતાં, જોન—મેરી—અને—હેનરી—જોન ચાર છોકરાં મૂકીને મરી ગયો અને મેરી એક છોકરૂં મુકીને મરી ગઈ. હવે હેનરી એકલો બાપનો વારસ રહ્યો. હવે વીલીઅમ વીલ કર્યા વીના ગુજરી ગયો તેથી તેની મીલકતમાંથી ૧/૩ હેનરીને મળે ને ૧/૩ જોનનાં ચાર છોકરાંઓને સરખી રીતે મળે અને બાકીનો ૧/૩ ભાગ મેરીનું છોકરૂં ને મળે.

ब વીલીઅમ છોકરૂં મુકયા વીના મરી ગયો. પરંતુ આઠ છોકરાનાં છોકરાં ને બે છોકરાં મરનાર મોટા છોકરાના મૂકી ગયો. આ મીલકતના નવ ભાગ થાય તેમાંનો એક ભાગ છોકરાનાં છોકરાંને જાય ને બાકીનો ૮/૯ ભાગ છોકરાંનો છોકરોંને સરખે ભાગે મળે.

क એરીકને ત્રણ છોકરાં છે. જોન, મેરી ને હેનરી, જોન ચાર છોકરાં મુકીને મરી જાય છે અને જોનનાં છોકરાંઓમાંનું એક છોકરૂં બે છોકરાં મુકીને મરી જાય છે. ને મેરી એક છોકરૂં મુકીને મરી જાય છે. આ પછી એરીક ગુજરી જાય છે. ને હેનરી જીવતો છે. માટે એરીકની મીલકત નીચે મુજબ વહેંચાય છે.

૧/૩ ભાગ હેનરીને મળે

૧/૩ મેરીનું છોકરૂંને મળે અને

૧/૩ ના ચાર ભાગ થાય તેમાંથી એક ભાગ જોનનાં ત્રણ છોકરાં ને ભાગ જાય ને બાકીનો ભાગ જોનના છોકરાનાં બે છોકરાંને સરખે ભાગે મળે

જે માણસ વીલ કર્યા વીના મરી જાય છે તેને અંગ્રેજી ભાષામાં ઈન્ટેસ્ટેડ કહે છે.

કલમ—૩૪. ૩૫ જો ઈન્ટેસટેડને છોકરાં ના હોય તો ને તેની વીધવા જીવતી હોય તો વીધવાનો ભાગ બાદ કરીને બાકીની મીલકત તેનો બાપ હયાત હોય તો તેને મળે છે

કલમ—૩૬ જો ઈન્ટેસટેડનો બાપ મરી ગયો હોય ને તેની મા ભાઈ તથા બેન હયાત હોય તો ને છોકરાં ના હોય તો મરનારની મીલકત તેની મા. ભાઈ તથા બેનને સરખે ભાગે મળે છે

દાખલા તરીકે

ઇબ્રાહીમ પોતાની માને પોતાના સગા ભાઈ જોન અને હેનરી અને એક સાવકી બેન મેરી કે જેની મા એક પણ બાપ જુદા, આટલાં ચાર સગાંને મુકીને મરી જાય છે તેથી તેની મીલકત નીચે મુજબ વહેંચાય છે,

૧/૪ માનો ભાગ

૧/૪ દરેખ ભાઈનો ભાગ અને ૧/૪ મેરી (સાવકી બેનનો ભાગ)

કલમ–૩૭ જો ઇન્ટેસ્ટેડનો બાપ મરી ગયો હોય પણ તેની મા ભાઇ બેન કે ભાઇ બેન જે ઇન્ટેસ્ટેડના જીવતાં મરી ગયાં હોય તેમનાં છોકરાંને તથા ભાઇ બેનને તથા માને સરખે ભાગે મીલકત મળે છે.

દાખલા તરીકે

ઇશાક. પોતાની મા. બે ભાઇ જોન અને હેનરી અને પોતાની મરનાર બેન મેરીનું એક છોકરૂં અને તેના સાવકા ભાઇ (બાપ એકને મા જુદી) જોર્જનાં બે છોકરાંને મુકીને મરી જાય છે તેથી તેની મીલકત નીચે મુજબ વહેંચાય છે ૧/૫ માનો ભાગ. જોન અને હેનરી દરેકનો ૧/૫ ભાગ. મેરીના છોકરા નો ૧/૫ ભાગ અને બાકીનો ૧/૫ ભાગ જોર્જના બે છોકરાંને સરખે ભાગે મળે છે.

યાકુબ પોતાની મા ને પોતાની ઓરમાન બેન મેરીનું એક છોકરૂં અને મરનાર ભાઈ જોર્જનાં બે છોકરાં મુકીને મરી જાય છે. અને તેનો કોઈ ભાઈ કે બેન જીવતું નથી તો તેની તીલકત નીચે મુજબ વહેંચાય છે. માનો ૧/૩ ભાગ મેરીના છોકરૂંનો ૧/૩ ભાગ અને બાકીનો ૧/૩ ભાગ જોર્જનાં છોકરાંને સરખે ભાગે મળે.

કલમ ૩૯ મરનારનો બાપ જીવતો નથી તેમજ તેને ભાઈ બેન કે ભત્રીજું કે ભાણેજ નથી ને માત્ર મા જીવતી છે તો તેની બધી મીલકત તેની માને મળે છે.

કલમ ૪૦ મરનારને મા બાપ કે છોકરૂં ના હોય ત્યારે તેની મીલકત તેનાં ભાઈ બેનોનાં છોકરાંને સરખે ભાગે મળે છે. જો ભાઈ બેન મરનારના પહેલાં મરી ગયાં હોય તો.

કલમ ૪૧ જ્યારે મરનારને છોકરાં–માબાપ–કે ભાઈ બેન ના હોય ત્યારે તેની મીલકત તેનાં નજીકનાં બીજાં સગાંઓને સરખે ભાગે મળે છે.

કલમ ૪૩ ધણીની મીલકતમાંથી જેમ તેની વીધવાને ભાગ મળે છે, તેવીજ રીતે જો સ્ત્રી વીલ કર્યા વીના મરી ગઈ હોય તો તેણીની મીલકતમાંથી તેના ધણીને ભાગ મળે છે.

## વીલ અને વસીયતનામું

કલમ ૪૬ દરેક સ્થીર મનનું માણસ પોતાની મીલકતનું વીલ કરી શકે છે પણ નાની ઉમરનું માણસ વીલ કરી શકે નહીં.

પરણેલી સ્ત્રી પોતાના આગવી મીલકતનું વીલ કરી શકે છે. કોઈ મુંગો-બેરો અગર આંધળો માણસ પોતે શું કરે છે તે સમજતો હોય તો પોતાની મીલકતનું વીલ કરી શકે છે.

ભાન વગરનો માણસ જ્યારે ભાનમાં આવે ત્યારે પોતાની મીલકતનું વીલ કરી શકે છે.

જે માણસ પોતે શું કરે છે તે સમજી શકતો ના હોય તો તે માણસ વીલ કરી શકે નહીં.

કલમ–૪૭ બાપ પોતાનાં સગીર છોકરાંને માટે વીલમાં વાલી નીમી શકે છે.

બીકથી–દગાઇથી અગર જોર જુલમથી કરાવી લીધેલું વીલ નકામું ને ગેરકાયદેસર છે.

કલમ–૪૯ વીલ કરનાર પોતાનું વીલ ગમે તે વખતે સુધારી શકે છે તથા રદ કરી શકે છે.

કલમ–૫૦ વીલ કરનાર માણસે વીલમાં પોતાની સહી અગર ડાબા હાથના અંગુઠાનું નીશાન કરવું જોઇએ અને બે માણસની સાક્ષીઓ કરાવવી જોઈએ ને સાક્ષીઓના દેખતાં વીલ કરનારે પોતાની સહી અગર નીશાન કરવું.

કલમ–૫૩ સ્વઇચ્છીત વીલ લેખીત હોવું જોઈએ.

પહેલું–જ્યારે વીલ કરનાર માણસે આખું વીલ પોતાના હાથે લખ્યું હોય ત્યારે તેમાં સાક્ષીની જરૂર નથી.

બીજું–જ્યારે વીલ કરનારે થોડું વીલ પોતાના હાથે લખ્યું હોય ને થોડું બીજા માણસ પાસે લખાવ્યું હોય ને તેમાં પોતે સહી કરી હોય ત્યારે સાક્ષી કરાવવાની જરૂર નથી.

વીલથી થએલો વારસદાર વીલમાં સાક્ષી કરવાથી પોતાનો વારસા હક ગુમાવતો નથી.

કલમ–૫૬ વીલ કરનાર માણસ વીલ કર્યા પછી લગ્ન કરે તો વીલ નકામું થાય છે.

કલમ–૬૧ વીલ કરનારની ઇચ્છા શું છે તે બરાબર સમજી શકાય તેવું લખાણ વીલમાં હોવું જોઈએ.

## બક્ષીસ

કલમ–૧૭૮ કોઈ માણસ માંદો હોય ને તેને એમ લાગતું હોય કે હું

મરી જશે. તેવો માણસ પોતાની જંગમ મીલકત બીજાને બક્ષીસ આપી શકે છે; પરંતુ તે સારો થાય તો તેણે બક્ષીસમાં આપેલી મીલકત પાછી લઈ શકે છે.

કલમ. ૧૮૧ વીલમાં લખેલા માણસને પ્રોબેટ મળી શકે છે.

કલમ. ૧૮૩ સગીરને પ્રોબેટ મળી શકતું નથી તેમજ પરણેલી સ્ત્રીને તેના ધણીની રજા સિવાય મળતું નથી.

કલમ ૨૦૧ કોરટને સબળ કારણ ના હોય તો વીધવાને લેટર્સ ઓફ એડમીનીસ્ટ્રેશન આપે.

## દાખલા તરીકે

અ જે વીધવા રાંડી હોય-અગર તેણીએ છીનાળું કર્યું હોય અને બીજું લગ્ન કરવાથી પોતાના ધણીની મીલકત ઉપરનો હક ગુમાવ્યો હોય તો તેણીને લેટર્સ ઓફ એડમીનીસ્ટ્રેશનમાંથી બાતલ કરાય.

(તેણીને મીલકત મળે નહીં)

બ તેણીના ધણીના મરણ પછી તેણીએ બીજી વાર લગ્ન કર્યું હોય તે કારણથી તેને બાતલ કરવી વ્યાજબી નથી.

કલમ. ૨૦૮ વીલ ખોવાઇ ગયું હોય અગર અજાણી જગ્યાએ મુકાઈ જવાથી મળતું ના હોય અગર તો જાણી બુઝીને અગર અકસમાતથી નાશ થયું હોય તો વીલની નકલ અગર તો મુસદ્દા ઉપરથી પ્રોબેટ મળે.

---

કલમ. ૨૪૪ પ્રોબેટ માટેની અરજી ડીસ્ટ્રીકટ જજને ઇંગ્રેજીમાં કરવી ને તેની સાથે વીલ રજુ કરવું.

નીચે મુજબ અરજી કરવી

વીલ કરનારની મરણ તારીખ ને વખત તથા જગ્યા (એટલે કયા ગામમાં મરી ગયો.)

વીલનું લખાણ.

તે વીલ બરાબર કાયદેસર થયું છે તેની સાબીતી

જે મીલકત અરજદારના હાથમાં આવવાની હોય તેનું વર્ણન

અને અરજદાર વીલમાં બતાવેલો સખ્સ છે,

અને મરનારની મીલકત જંગમ અગર સ્થાવર કોરટની હકુમતમાં છે અને મરનારનું મરતી વખતે સ્થાઈ ઠેકાણું કે કોરટની હકુમતમાં હતું અને મરનારની બીજી મીલકત બીજી ડીસ્ટ્રીકટમાં હોય તો તે ડીસ્ટ્રીકટનું નામ તથા તે મીલકતનું વર્ણન લખવું. આ ઉપરાંત અરજીમાં લખવું કે આ વીલથી બીજી કોઈ કોરટથી પ્રોબેટ લેવામાં આવ્યું નથી.

કલમ ૨૪૬ લેટર્સ ઓફ એડમીનીસટ્રેસન માટે નીચે મુજબ ડીસ્ટ્રીક્ટ કોરટને ઇંગ્રેજીમાં અરજી કરવી.

૧. મરણની તારીખ ને મરણની જગ્યા. (ગામ)

૨. મરનારનાં નજીકનાં સગાંનાં નામ અને તેમનાં બરાબર સરનામાં.

૩. અરજદાર શા હકથી અરજી કરે છે તે લખવું.

૪. મરનાર ડીસ્ટ્રીકટ કોર્ટની હકુમતમાં શું શું મીલકત મુકી ગયો છે તે લખવું.

૫. જે રકમ અરજદારના હાથમાં આવવાની હોય તે રકમ લખવી.

૬. અરજીમાં લખવું કે મરનાર મરતી વખતે કોર્ટની હકુમતમાં રહેતો હતો. (જો રહેતો હતો તોજ લખવું,)

કલમ ૨૪૬ **અ** ૭ અરજીમાં લખવું કે મારા જાણવા પ્રમાણે મરનારની આ મીલકત માટે બીજી કોઇ કોર્ટથી લેટર્સ લેવામાં આવ્યું નથી.

કલમ ૨૪૭ પ્રોબેટ અગર લેટર્સ ઓફ એડમીનીસટ્રેસનની અરજીમાં અરજદારે પોતાની સહી તથા નીચે મુજબ ઇકરાર કરવો જોઇએ.

હું અરજદાર ______ ______ ઇકિરાર કરૂં છું કે અરજીમાં લખેલો મજકુર મારા જાણવા તથા માનવા પ્રમાણે ખરો છે.

(કોરટને કરવાની દરેક અરજી જાતે અગર વકીલ મારફતે હાજર થઇને (આપવી. ટપાલમાં મોકલેલી અગર સ્ટેમ્પ વગરની અરજી ચાલી શકતી નથી.

કલમ ૨૫૮ પ્રોબેટ માટેની અરજી મરણની તારીખ પછી સાત દહાડા પુરા થયા પછી કરવી, તે પહેલાં અરજી ચાલે નહીં. લેટર્સ ઓફ એડમીનીસટ્રેસનની અરજી મરણ પછી ચૌદ દીવસ પુરા થયા બાદ કરવી. તે પહેલાં અરજી ચાલી શકતી નથી.

કલમ ૨૭૬ મરનારની મરણક્રીયા તેની આબરૂ મુજબ એક્ઝીક્યુટરે કરવી.

કલમ ૨૭૭ પ્રોબેટ મળ્યા પછી છ મહીને પ્રોબેટ લેનારે કોરટમાં માલકતનો હિસાબ રજુ કરવો.

લેટર્સ ઓફ એડમીનીસરટ્રેશન લેનારે એક વરસ પછી હીસાબ કોર્ટમાં રજુ કરવો.

## વારસા સરટી ફીકેટનો કાયદો

સને ૧૮૮૯ નો ૭ મો.

જો પ્રોબેટ આગર લેટર્સ ઓફ એડમીનીસ્ટ્રેસના લેવું હોય તો આ કાયદા મુજબ વારસા સરટીફીકેટ માટે દ. ક. સબજજ સાહેબની કોર્ટમાં જાતે અગર વકીલ મારફતે યોગ્ય સ્ટેમ્પ ઉપર અરજી કરવી.

નીચે મુજબ અરજી કરવી.

૧. મરનાર **અ બ**. તા માહે સને ના રોજ વાગતાં ગુજરી ગયો છે.

૨. મરનારનું મરતી વખતનું ઠેકાણું આ કોરટની હકુમતના શાહેર———માં હતું
ગા.મ

૩. મરનારનાં નજીકનાં સગાંનાં નામ અને ઠેકાણાં નીચે મુજબ છે.

૪. હું અરજદાર મરનારનો———સગો થાઉં છું.

૫ મરનારનું વારસા સરટીફીકેટ બીજી કોઇ કોરટથી કોઈએ લીધું નથી

૬. મરનારનું લેણું નીચે મુજબ છે.

| અનુક્રમ નંબર | દેવાદારનું નામ | લેણી રકમ અરજી ની તારીખ સુધીના વ્યાજ સાથે | દસ્તાવેજ વીમા પોલીસીને બેંકનો એકાઉન્ટ નંબર |
|---|---|---|---|

આપણું કોઇ સગું મરી ગયું હોય ને આપણે તેના કાયદેસર વારસ હોઇએ ને આપણે તેનું લેણું જેવું કે તેની ઉઘરાણી બેંકમાં મુકેલા રૂપીઆ અગર તેના વીમાના રૂપીઆ લેવા હોય તો પ્રથમ દીવાની કોર્ટમાં અરજી કરીને વારસા સરટીફીકેટ લેવું. અગર ડીસ્ટ્રીકટ કોર્ટમાં અરજી કરીને લેટર્સ ઓફ એડમીનીસ્ટ્રેસન લેવું. અગર મરનારે વીલ કર્યું હોય તો વીલના આધારે પ્રોબેટ લેવું જોઇએ. **ફોજદારી કાયદો**

પીનલ કોડ

સને ૧૮૬૦ નો

ફોજદારી કાયદા મુજબ ગુન્હાના બે જુદા પ્રકાર પાડેલા છે. એક કોગની ઝેબલ ગુન્હા અને બીજા નોન કોગની ઝેબલ.

કોગની જેબલ ગુન્હામાં માજીસ્ટ્રેટ સાહેબના વોરંટ વીના તોહોમતદારને (ગુન્હો કરનારને) પોલીસ પકડી શકે છે. અને નોન્ કોગની જેબલ ગુન્હામાં માજીસ્ટ્રેટ સાહેબના હુકમ વીના ગુન્હો કરનારને પકડવાનો પોલીસને અધીકાર નથી.

પોલીસ અગર માજીસ્ટ્રેટ સાહેબને ખોટી ખબર આપવી તે ફોજદારી ગુન્હો છે, કા. ૧૭૭

કલમ. ૪૪ નુકશાન–શરીર, મન, આબરૂ અને મીલકતને થાય છે.

કલમ. ૮૦ અકસ્માતથી તથા ગુન્હો નહીં કરવાના ઇરાદાથી ને કાયદસર કામ કરતાં કંઇ થઈ જાય તો તે ગુન્હો નથી.

## દાખલા તરીકે

**અ** લાકડાં ફાડે છે ને લાકડાં ફાડતાં કુહાડી એકા એક હાથામાંથી નીકળી ગઈ અને એક માણસના માથામાં વાગી ને તે મરી ગયો. આ ગુન્હો નથી.

અ ઘોડા ઉપર બેસીને જાય છે અને ઘોડો ભડકીને એકદમ નાઠો અને **અ**ના કાબુમાં રહ્યો નહીં ને રસ્તામાં ઘોડાની લડફેટથી એક માણસ મરી ગયો. આ ગુન્હો નથી પણ અકસ્માત છે.

કલમ ૮૨ સાત વરસની અંદરના બાળકનો ગુન્હો ગણાતો નથી.

કલમ ૮૪ ગાંડો માણસ પોતે શું કરે છે તે તે જાણતો નથી માટે ગાંડા માણસનો ગુન્હો ગણાતો નથી.

કલમ ૮૫ કોઇ માણસને તેની મરજી વીરૂદ્ધ અને તેની જાણ બહાર તેને કેફી વસ્તુ પીવાડી હોય ને તે માણસ કેફી સ્થિતીમાં પોતે શું કરે છે તે જાણતો ના હોય તો તે તેનો ગુન્હો ગણાતો નથી.

કલમ ૧૦૭ થી ૧૧૭ મદદગારી પોતે હાજર રહીને અગર ગેરહાજર રહીને કોઇ માણસને ચઢાવીને અગર ખોટું ઉત્તેજન આપીને બીજા માણસ પાસે ગુન્હો કરાવે તો તેવા માણસને ગુન્હાનો મદદગાર ગણવામાં આવે છે અને જેવો ગુન્હો કરાવ્યો હોય તેવી શિક્ષા તેને થાય છે.

દાખલા તરીકે

મોતી મોહનને શિખવાડે છે કે તું ગણપતને ચઢાવ કે તે ઝવેરનું ખુન કરે. આ મુજબ મોહનની શીખવણીથી ગણપત ઝવેરને મારી નાંખે છે. આ કેસમાં મોતી અને મોહન, ગણપત જેટલાજ ગુન્હેગાર છે.

મોતી મોહનને કોઈ કેસમાં ખોટી જુબાની આપવા લલચાવે છે ને મોતીના શિખવ્યા મુજબ મોહન ખોટી જુબાની આપે છે આમાં મોહન જેટલોજ મોતી ગુન્હેગાર છે.

કલમ-૧૪૦ કોઇ માણસ લસ્કરમાં અગર દરીઆઇ ફોજમાં નોકરીમાં નથી તે છતાં તે માણસ લસ્કરી કપડાં પહેરે એવું બતાવવાને કે તે દરીઆઇ ફોજમાં અગર લસ્કરમાં નોકર છે. તો તે આવા માણસને ૩ માસની શિક્ષા અગર રૂ. ૫૦૦] સુધીનો દંડ અગર બન્ને થશે.

આનો અર્થ એ છે કે ખોટું ડોળ ધારણ કરનારને ઉપર મુજબ શિક્ષા થશે.

કલમ-૧૪૧ ગેરકાયદેસર મંડળી=પાંચ અગર તેથી વધારે માણસો કોઇ ગુન્હો કરવાના ઇરાદે ભેગા થાય ને કોઇના ઘરમાં અગર જમીનમાં પ્રવેશ કરે અગર જોર જુલમથી કોઈની મીલકત પડાવી લઇ લે અગર તેનો રસ્તાના અગર પાણીનો હક લઇલે અગર કોઈના ઉપર હુમલો કરે તો આવી મંડળીને ગેરકાયદેસરની મંડળી કહેવાય છે ને ગેરકાયદેસર મંડળીના માણસને ૬ માસની સજા અગર દંડ અગર બન્નેની શિક્ષા થાય છે.

કલમ-૧૫૯ બખેડા બે અગર વધારે માણસો સરીઆમ રસ્તા ઉપર લઢતા હોય કે જેથી રાહદારીઓને હરકત થાય ને સુલેહનો ભંગ થાય, આવા માણસોને એક માસની શિક્ષા અગર રૂ. ૧૦૦] ના દંડની અગર બન્નની શિક્ષા થશે.

કલમ ૧૭૭ ખોટી ખબર આપનાર માણસને બે વરસની સજા અગર દંડ અગર બન્નેની શિક્ષા થશે.

કલમ ૨૭૨ ખોરાકમાં અગર પીવાની ચીજમાં કોઇ ભેગ કરે તો તેને ૬ માસની સજા અગર રૂ. ૧૦૦૦] સુધીનો દંડ અગર બન્ને શિક્ષા થશે.

કલમ ૨૯૫ કોઈ પણ ધર્મના લોકોની લાગણી દુ:ખાવાના ઈરાદાથી તે લોકોની ભક્તી કરવાની જગ્યાનો નાશ કરવો અગર તેને નુકશાન કરવું. અગર તે જગ્યાને બગાડવી તે ગુન્હો છે ને તેવા માણસને બે વરસની સજા અગર દંડ અગર બન્નેની શિક્ષા થશે.

કલમ ૨૯૬ ઇશ્વર ભક્તિ કરવા માટે કાયદેસર ભેગી થએલી મંડળીને કોઇ માણસ જાણી જોઇને ખલેલ પહોંચાડશે તો તે ગુન્હેગાર ઠરશે ને તેવા માણસને એક વરસની સજા અગર દંડ અગર બન્નેની શિક્ષા થશે.

કલમ ૨૯૭ કોઇ માણસ બીજા માણસની ધારમીક લાગણી દુખાવવાના ઇરાદાથી અગર બીજા માણસના ધર્મનું અપમાન કરવાના ઈરાદાથી અગર પોતાના કૃત્યથી બીજાના ધર્મની લાગણી દુ:ખાશે અગર તેના ધર્મનું અપમાન થશે તેવું જાણીને કોઈ ભક્તિ કરવાની જગ્યામાં અગર કબ્રસ્થાનમાં અગર મુડદાં દાટવા માટે અલગ કરેલી જગ્યામાં પ્રવેશ કરશે તો તે માણસ ગુન્હેગાર ઠરશે, ને આવા માણસને એક વરસની સજા અગર દંડ અગર બન્નેની શિક્ષા થશે.

કલમ ૩૦૯ આપઘાત કરવાનો પ્રયત્ન કરનાર માણસને એક વરસની સજા અને દંડની શિક્ષા થશે, આપઘાત કરવો તે ભમરી ગુન્હો પણ છે.

કલમ ૩૨૩ બીજાને મારીને ઇજા કરનાર માણસને એક વરસ સુધીની સજા અગર રૂ. ૧૦૦૦) સુધીનો દંડ અગર બન્નેની શિક્ષા થશે.

## ટીપ

આ કલમ મુજબ ફરીઆદ કરવી હોય તો ઇજા પામેલા માણસે પ્રથમ પોલીસમાં ફરીયાદ કરવી અને પોલીસની યાદી લઇને સીવીલ ઇસ્પીતાલમાં જઇને દવા કરાવવી ને પછી માજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં ફરીયાદ કરવી.

કલમ ૩૩૦ ગુન્હો કબુલ કરાવવાના ઇરાદાથી કોઈ માણસને ઇજા કરનાર માણસને સાત વરસ સુધીની સજા અને દંડની સજા થશે.

## દાખલા તરીકે

अ એક પોલીસ, ઓફીસર ब ને મારીને રીબાવે છે એવું ધારીને કે ब ને રીબાવવાથી તેનો છોકરો ઝવેર ગુન્હો કબુલ કરશે તો આવા કેસમાં अ આ કલમ મુજબ ગુન્હેગાર છે.

अ એક પોલીસ ઓફીસર ब ને રીબાવે છે કે તું બતાવ કે ચોરેલી ચીજ કયાં સંતાડી છે તો अ આ કલમ મુજબ ગુન્હેગાર છે

अ એક રેવન્યુ ઓફીસર છે તે ब ને રીબાવે છે કે તું अ આ કલમ મુજબ ગુન્હેગાર છે.

કલમ ૩૪૧ કોઈ માણસ બીજા માણસને ગેરવ્યાજબી અટકાવ કરે તો તેને એક માસની સાદી કેદ અગર રૂ ૫૦૦) સુધીનો દંડ અગર બન્નેની શિક્ષા થશે.

કલમ ૩૬૧ જો કોઇ માણસ સગીર ઉમરનું છોકરૂં ને તેના કાયદેસર વાલીના કબજામાંથી લઈ જાય તો તેવા માણસને સાત વરસની સજા અને દંડની સજા થશે કલમ ૩૬૩

કલમ ૩૭૪ કોઈ માણસ પાસે તેની મરજી વીરૂદ્ધ કામ કરાવવું (વેઠ) અગર તે કામ કરવાની ફરજ પાડવી તે ગુન્હો છે આવા માણસને એક વરસની કેદની સજા અગર દંડ અગર બન્નેની શિક્ષા થશે.

કલમ ૪૦૫ વિશ્વાસઘાત જો કોઈ માણસને સાચવવા આપેલી મિલકત તે વાપરી નાંખે અગર વેચી નાખે, અગર પોતાના ઉપયોગમાં લઈ લે તો તેવા માણસે વિશ્વાસઘાત કર્યો કહેવાય

## દાખલા તરીકે

એક ગોદામ (ગોડાઉન) ધરાવનાર માણસ છે. ઝવેર મુંસાફરી જાય છે તેથી તે પોતાનું ફરનીચર अ ને સાચવવા આપે છે એવી સરતે

કે ઝવેર મુસાફરીથી પાછો આવીને ગોડાઉનની કોટડી નું ઠરાવેલું ભાડું આપે તો તેનુ ફરનીચર તેને પાછું આપવું. આમ છતાં **અ** ફરનીચર વેચી નાખે છે તેથી **અ** એ વિશ્વાસ ઘાત કર્યો કહેવાય.

કલમ૪૧૯ ઠગાઇ—ઠગાઈ કરનારને એક વરસ સુધીની શિક્ષા અગર દંડ અગર બન્નેની સજા થાય છે.

### દાખલો

**અ** પોતે એક મોટો બેંકર છે તેવું ખોટું નામ ધારણ કરે છે. આ **અ**ની ઠગાઈ કહેવાય.

**બ** મરી ગયો છે અને **અ** કહે છે કે હું **બ** છું, આમાં **અ** ઠગાઇ કરે છે.

**અ** ખ્રિસ્તી છે છતાં એમ કહે છે કે હું વાણીઓ છું આમાં **ક** ઠગાઈ કરે છે.

કલમ ૪૨૫ જાણી જોઇને કોઇ માણસની મીલ્કત ને નુકશાન પહોચાડનારને ત્રણ માસ સુધીની સજા અગર દંડ અગર બંન્નેની સજા થશે.

### દાખલા

અ એ જાણી જોઇને **ક** નો કીંમતી દસ્તાવેજ બાળી મુકયો તેથી અ એ નુકશાન કર્યું કહેવાય.

**અ** એ જાણી જોઇને નુકશાન કરવાના ઇરાદાથી **ક** ના ખેતરમાં ઢોર પુર્યાં તેથી **અ** એ નુકશાન કર્યું કહેવાય.

કલમ—૪૪૭ જો કોઇ માણસ વગર રજાએ બીજાના ઘરમાં અગર જમીનમાં પ્રવેશ કરે તો તેને ૩ માસ સુધીની સજા અગર રૂ. ૫૦૦) સુધીનો દંડ અગર બન્નેની સજા થશે

કલમ—૪૯૪ સ્ત્રી અગર પુરૂષની હયાતીમા બીજી સ્ત્રી કે બીજો પુરૂષ કરનારને સાત વરસ સુધીની સજા થશે ને દંડને પાત્ર પણ થશે.

કલમ—૪૯૭ જો કોઇ માણસ બીજાની ઓરત સાથે તેણીના ધણીની રજામંદી સીવાય છીનાળું કરશે તો તે માણસને પાંચ વરસ સુધીની સજા અગર દંડ અગર બન્નેની શિક્ષા થશે. આવા કેસમાં ઓરતને શિક્ષા થશે નહીં.

કલમ—૪૯૮ કોઇ માણસ પરણેલી સ્ત્રીને તેના ધણીના અગર તેના ધણી તરફથી બીજો સાચવતો હોય તેના કબજામાંથી ફોસલાવીને લઈજાય અગર તેણીની સાથે છીનાળુ કરવાના ઇરાદાથી તેણીને સંતાડી રાખે તો તેવા સખ્સને બે વરસ સુધીની સજા અગર દંડ અગર બન્નેની શીક્ષા થશે. કા.—૪૯૭ ૪૯૮ મુજબની ફરીઆદ તે સ્ત્રીનો ધણી કરી શકે ને ક્રી પ્રો. કોડની કલમ—૧૯૯ મુજબ કોર્ટની પરવાનગી મેળવીને તેણીનો વાલી કરી શકે. આ બન્ને કલમ મુજબના ગુન્હામાં ધણી સાબીત થવો જોઇએ.

કલમ—૪૯૯ કોઈ માણસ શબ્દ બોલીને અગર લખીને અગર કોતરીને (સાઈનીંગ્સ) કોઇ માણસની આબરૂને હાની પાંચાડશે તો તેવા માણસને

કલમ ૫૦૦ મુજબ બે વરસ સુધીની સજા અગર દંડ અગર બંન્નેની સજા થશે

કલમ-૫૦૩ કોઈ માણસ બીજા માણસના શરીરને-આબરૂને અગર મીલકતને નુકશાન કરવાની બીક દેખાડશે તેને કલમ ૫૦૬ મુજબ બે વરસ સુધીની સજા અગર દંડ બન્નેની શીક્ષા થશે.

કલમ-૫૦૯ કોઈ માણસ કોઈ સ્ત્રીની શીયળતાનું અપમાન કરવાના ઈરાદાથી-કોઇ ખોટો શબ્દ બોલે-અગર ચાળા કરે એવું ધારીને કે આવા શબ્દો તેણી સાંભળશે અગર આવા ચાળા તેણી જોશે તો આવા માણસને એક વરસની સજા અગર દંડ અગર બન્નેની શીક્ષા થશે.

માજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં ફરીઆદ કરવા અરજી ઉપર ૦-૮ ૦ આનાની કોર્ટ ફી ટીકીટ ચોડવી.

## ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો

ક્રીમીનલ પ્રોસીજર કોડ

સન ૧૮૯૮ નો ૫ મો.

કલમ ૧૩૩ જે ચીજથી પબલીકને હરકત થાય તેમ હોય તે ચીજને ખસેડવા અગર તે વીષે બંદોબસ્ત કરવા માજીસ્ટ્રેટ સાહેબને અધીકાર છે.

દાખલા તરીકે

કોઈ મકાનની બાંધણી એવી બંધાતી હોય કે તે પડી જવાની દેહસત હોય. કોઈ મકાન જીર્ણ થઇ ગયું હોય ને તે પડી જાય તેવું હોય. આવીજ રીતે કોઈ ઝાડ હોય ને તે પડી જાય તેવું હોય કે જેથી આવનાર જનારને તથા પાડોશમાં રહેનારના જાન માલની નુકશાન થવાની બીક હોય.

કોઇ તળાવ કે કુવો જેની આજુબાજુ કાંઇ સાધન ના હોય ને તેમાં પડી જવાની દેહસત હોય.

કોઈ ભયંકર જનાવર હોય કે જેનાથી જાનમાલનું નુકશાન થાય તેમ હોય.

આવી બાબતોમાં માજીસ્ટ્રેટ સાહેબને અરજી કરવી.

કલમ ૧૪૫ કોઈ જમીન પાણી અગર હદ વીષે લોકોમાં તકરાર છે ને તેથી સુલેહનો ભંગ થશે તેવું માજીસ્ટ્રેટ સાહેબની જાણમાં આવે તો તે વીશે ઘટતું કરવા માજીસ્ટ્રેટ સાહેબને સત્તા છે. (જમીન અગર પાણી) આમાં મકાન બજાર માછલી પકડવાની જગ્યા વાવેતર વીગેરેનો સમાવેશ થાય છે આવી બાબતોની તકરાર માટે માજીસ્ટ્રેટ સાહેબને અરજી કરવા.

કલમ ૪૮૮ કોઈ માણસ પાસે પુરતું સાધન હોય તે છતાં પોતાની સ્ત્રીને અગર છોકરાંને ખોરાકી પોષાકી આપવાનું ના પાડતો હોય તો તેની પાસેથી ખોરાકી પોષાકી અપાવવાની સત્તા માજીસ્ટ્રેટ સાહેબને છે.

આવી બાબતમાં માજીસ્ટ્રેટ સાહેબને અરજી કરવી

જો ધણી કહેશે કે હું રાખવા ખુશી છું ને સ્ત્રી કહેશે કે હું રહેવા ખુશી નથી અને નહીં રહેવાનું કારણ માજીસ્ટ્રેટ સાહેબને વાજબી લાગશે તો તેઓ ખોરાકી આપવાનો હુકમ કરશે નહીં.

(૪) જો કોઇ સ્ત્રી વ્યભીચારમાં પોતાની જીંદગી ગુજારતી હશે તો તેણી પોતાના ધણી પાસેથી ખોરાકી પોષાકી લેવા હક્કદાર નથી.

કલમ ૪૮૯ માસીક ખોરાકીમાં વધારો ઘટાડો કરવાનો માજીસ્ટ્રેટ સાહેબને હક છે. તેમ તે રદ કરવાનો પણ હક છે.

કલમ ૪૯૦ ખોરાકી પોષાકીના હુકમની નકલ જેની તરફેણમાં હુકમ થયો હશે તેને મફત મળશે.

# પરચુરણ કાયદાઓ.

## ધીરધારનો ધંધો કરનારને માટે

ખ્રિસ્તી માણસો ધીરધારનો (વ્યાજ ખાવાનો) ધંધો કરે તે સારૂં નથી.

### ખત

| | | | |
|---|---|---|---|
| રૂ ૧૦–૦–૦ સુધી ધીરવા માટે | ૦–૨–૦ | નો સ્ટેમ્પનો | કાગળ જોઇએ |
| રૂ. ૧૦થી રૂ. ૫૦ સુધી | ૦–૪–૦ | ,, | ,, |
| રૂ. ૫૦થી રૂ. ૧૦૦સુધી | ૦–૮–૦ | ,, | ,, |
| રૂ. ૧૦૦થી રૂ. ૨૦૦સુધી | ૧–૦–૦ | ,, | ,, |
| રૂ. ૨૦૦થી રૂ. ૩૦૦સુધી | ૧–૮–૦ | ,, | ,, |
| રૂ. ૩૦૦થી રૂ. ૪૦૦સુધી | ૨–૦–૦ | ,, | ,, |
| રૂ. ૪૦૦થી રૂ. ૫૦૦સુધી | ૨–૮–૦ | ,, | ,, |
| રૂ. ૫૦૦થી રૂ. ૬૦૦સુધી | ૩–૦–૦ | ,, | ,, |
| રૂ, ૬૦૦થી રૂ. ૭૦૦સુધી | ૩–૮–૦ | ,, | ,, |
| રૂ. ૭૦૦થી રૂ. ૮૦૦સુધી | ૪–૦–૦ | ,, | ,, |
| રૂ. ૮૦૦થી રૂ. ૯૦૦સુધી | ૪–૮–૦ | ,, | ,, |
| રૂ. ૯૦૦થી રૂ. ૧૦૦૦સુધી | ૫–૦–૦ | ,, | ,, |

ભાડા ચીઠીઓ માટે પણ ઉપર મુજબ સ્ટેમ્પ જોઇએ.

કરારનો દસ્તાવેજ માટે રૂ. ૧–૦–૦ નો સ્ટેમ્પ જોઇએ.

ખાનગી રીતે (કોર્ટબહાર)ની
ફારગતી કરવા માટે રૂ. ૧–૦–૦ નો સ્ટેમ્પ જોઇએ.

બગડેલા સ્ટેમ્પના પૈસા સરકાર ધારા કાપી લઈને પાછા મળે છે માટે જો સ્ટેમ્પનો કાગળ ખરીદ કર્યો હોય ને તેમાં લખાણ ના થઇ શકે અગર તો લખાણ રદ જાય તો તે સ્ટેમ્પનો કાગળ ખરીદ કર્યાની તારીખથી એક માસમાં હજુઃ મામલતદાર સાહેબના કોરટમાં અરજી સાથે રજુ કરેથી પૈસા પાછા મળે છે, આ અરજી સ્ટેમ્પ ખરીદ કર્યાની તારીખથી એક માસમાં કરવી.

માગો ત્યારે દેવા તેવું ખાતું પડાવ્યું હોય તો તેને પ્રોમેસરીનોટ કહે છે અને આવી પ્રોમેસરીનોટથી રૂ. ૧-૦-૦ ધીર્યો હોય તો પણ તેના ઉપર ૦-૧-૦ ની રેવન્યુ ટીકીટ જોઈએ રૂ. ૨૫૦) સુધી ૦-૧-૦ ની ટીકીટ અને રૂ. ૨૫૦) થી રૂ. ૫૦૦) સુધી ૦-૨-૦ ની ટીકીટ અને રૂ. ૫૦૦) થી રૂ. ૧૦૦૦) સુધી ૦-૪-૦ ટીકીટ ચોડવી.

# કોર્ટફીઝ એકટ

## સને ૧૮૭૦નો ૭મો

## દીવાની કોર્ટમાં દાવા કરવા માટેની કોર્ટ ફી

| | | | | દાવા અરજી ઉપર સ્ટેમ્પ |
|---|---|---|---|---|
| રૂ. ૧થી રૂ. ૫-૦-૦ સુધીનો | દાવો | કરવા | માટે | ૦—૬—૦ |
| રૂ. ૫થી ૧૦ | ,, | ,, | ,, | ૦-૧૨-૦ |
| રૂ. ૧૦થી ૧૫ | ,, | ,, | ,, | ૧—૨-૦ |
| રૂ. ૧૫થી ૨૦ | ,, | ,, | ,, | ૧—૮—૦ |
| રૂ. ૨૦થી ૨૫ | ,, | ,, | ,, | ૧-૧૪-૦ |
| રૂ. ૨૫થી ૩૦ | ,, | ,, | ,, | ૨ ૪-૦ |
| રૂ. ૩૦થી ૩૫ | ,, | ,, | ,, | ૨-૧૦-૦ |
| રૂ. ૩૫થી ૪૦ | ,, | ,, | ,, | ૩—૦-૦ |
| રૂ. ૪૦થી ૪૫ | ,, | ,, | ,, | ૩—૬—૦ |
| રૂ. ૪૫થી ૫૦ | ,, | ,, | ,, | ૩-૧૨-૦ |

આ મુજબ દર રૂા. ૫-૦-૦ એ ૦-૬-૦ વધારે

| | | | | |
|---|---|---|---|---|
| રૂ. ૧૦૦થી ૧૧૦ | ,, | ,, | ,, | ૮—૪-૦ |
| રૂ. ૧૧૦થી ૧૨૦ | ,, | ,, | ,, | ૯—૦-૦ |
| રૂ. ૧૨૦થી ૧૩૦ | ,, | ,, | ,, | ૯-૧૨-૦ |

આ મુજબ દર રૂા. ૧૦-૦-૦ એ ૦-૧૨-૦ વધારે.

| | | | | |
|---|---|---|---|---|
| રૂ. ૧૦૦૦થી ૧૧૦૦ | ,, | ,, | ,, | ૮૦—૦-૦ |
| રૂ. ૧૧૦૦થી ૧૨૦૦ | ,, | ,, | ,, | ૮૫—૦-૦ |
| રૂ. ૧૨૦૦થી ૧૩૦૦ | ,, | ,, | ,, | ૯૦—૦-૦ |

આ મુજબ દર રૂ. ૧૦૦ એ રૂ. ૫-૦-૦ વધારે

હુકમનામું થયા પછી તેની બજાવણી કરવા માટે દરખાસ્ત કરવી પડે છે તેની ફી નીચે મુજબ છે.

રૂા. ૫૦) ની અંદરનું હુકમનામું હોય તો હુકમનામાની નકલ ઉપર ૦-૮-૦ નો સ્ટેમ્પ ચોડવો ને દરખાસ્ત ઉપર ૦-૨-૦ નો સ્ટેમ્પ ચોડવો ને દરખાસ્તના કામમાં આપવાની દરેક અરજી ઉપર પણ ૦-૨-૦ નો સ્ટેમ્પ ચોડવાનો.

રૂ. ૫૦) ઉપરનું હુકમનામું હોય તો હુકમનામાની નકલ ઉપર રૂ. ૧-૦-૦ નો સ્ટેમ્પ ચોડવો ને દરખાસ્ત ઉપર ૦-૮-૦ નો સ્ટેમ્પ ચોડવો ને દરખાસ્તના કામમાં આપવાની દરેક અરજી ઉપર પણ ૦-૮-૦નો સ્ટેમ્પ ચોડવો.

દરેક નકલ લેવાની અરજી ઉપર ૦-૨-૦ નો સ્ટેમ્પ જોઇએ માજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં અરજી ને ફરીઆદ કરવા માટે ફરીઆદ ઉપર તથા દરેક અરજી ઉપર ૦-૮-૦ નો સ્ટેમ્પ જોઇએ.

## પ્રોસેસ કાઢવા દાવા અને દરખાસ્ત માટે નીચે મુજબ પ્રોસેસ ફી ભરવાની છે.

રૂ. ૨૫ થી વધારેના હોય તેવા દાવા ને દરખાસ્ત માટે

| | રૂ. ૨૫ થી રૂ. ૫૦ | રૂ. ૫૦ થી ૨૫૦ | રૂ. ૨૫૦ થી ૫૦૦ | રૂ. ૫૦૦ થી ૧૦૦૦ | |
|---|---|---|---|---|---|
| સમન નોટીસ સાક્ષી સમન | રૂ.૦-૪-૦ | રૂ.૦-૬-૦ | રૂ.૦-૧૨- | રૂ.૧-૦-૦ | રૂ ૧-૮-૦ |
| કેદવોરંટ દરેક પ્રતિવાદી દીઠ | રૂ૦-૮-૦ | રૂ ૦-૧૨-૦ | રૂ ૧-૮-૦ | રૂ ૨-૦-૦ | રૂ ૩-૦-૦ |
| જપ્તી વોરંટ | રૂ ૦-૮-૦ | રૂ ૦-૧૨-૦ | રૂ ૧-૮-૦ | રૂ ૨-૦-૦ | રૂ ૩-૦-૦ |
| જાહેરનામાં | રૂ ૦-૮-૦ | રૂ ૦-૧૨-૦ | રૂ ૧-૮-૦ | રૂ ૨-૦-૦ | રૂ ૩-૦-૦ |

પ્રોસેસના બજેને ફરી ચલાવવાનું હોય તો અડધી ફી.

## ફોજદારી કેસમાં

સમન કેસમાં દરેક તહોમતદાર દીઠ તથા દરેક સાક્ષી દીઠ ૦—૪—૦
વોરંટ માટે દરેક તહોમતદાર દીઠ... ... ... ... ... ... ૧—૦—૦
વોરંટ કેસમાં દરેક સાક્ષી દીઠ... ... ... ... ... ... ... ૦—૮—૦

દીવાની દાવામાં પ્રતિવાદીઓ અગર સાક્ષીઓ એકજ ગામના હોય તો પહેલા નંબરના પ્રતિવાદી અગર સાક્ષીની પુરી ફી ને બાકીના બધાની અડધી ફી. દાખલા તરીકે એક દાવામાં ૪ પ્રતિવાદી છે તેમાંના ૩ અમદાવાદના અને ૧ બારેજાનો છે. ને રૂ. ૨૫) નો દાવો છે તો અમદાવાદના ૩ પ્રતિવાદીઓમાંથી પહેલાના ૦-૪—૦ ને બીજા દરેકના ૦—૨—૦ મુજબ. બારેજાનો એક છે તેના ૦—૪—૦ કારણ તે જુદા ભાગનો છે.

## મુદતનો કાયદો

સને ૧૯૦૮ નો ૯ મો.

કેટલી મુદતમાં દાવો કરવો જોઇએ.

કામે રાખનાર અને કામ કરનાર
માણસ વચ્ચે લેણું થાય ત્યારથી — છ માસ
ઘરના નોકરે કારીગરે જ્યારે મહેનતાણું લેણું થાય તે તારીખથી — એક વરસમાં
હોટલવાળાએ વેચેલો ખોરાક અગર પીણું વેચ્યાની તારીખથી — એક વરસમાં
હોટલમાં રહેવાના પૈસા લેણા થાય તે તારીખથી......એક વરસમાં
ખોટી રીતે કેદ કર્યા બાબતનું કંપનસેસન
લેવા કેદ પુરી થયાની તારીખથી — એક વરસમાં
લાયબલ બાબત કંપન-
સેસન લેવા જ્યારે લાયબલ
જાહેર થાય તે તારીખથી — એક વરસમાં
સ્થાવર માલકતમાં પ્રવેશ
કરવા માટે કંપનસેસન લેવા
પ્રવેશ કર્યાની તારીખથી — ત્રણ વરસમાં
ખોટી રીતે લીધેલા મનાઈ હુકમ
બાબત કંપનસેસન લેવા મનાઈ પુરો

| | |
|---|---|
| થયાની તારીખથી | ત્રણ વરસમાં |
| જનાવર ભાડે લીધું હોય અગર | |
| વાહન ભાડે લીધું હોય અગર | |
| ઘરનો સામાન ભાડે | |
| લીધો હોય તેનું ભાડું લેવા | |
| ભાડુ લેણું થાય ત્યારથી | ૩ વરસમાં |
| વેચેલા માલની કીંમત લેવા | ૩ વરસમાં |
| ઉભો પાક અગર ઝાડ વેચ્યું | |
| હોય તો તેની કીંમત લેવા | ૩ વરસમાં |
| ખત–ખાતુ કે પ્રોમેસરી નોટથી | |
| ધીરેલા પૈસા લેવા | ૩ વરસમાં |

દાવામાં હુકમનામું થયું હોય તો તેને દર ત્રણ વરસની અંદર દરખાસ ભરીને બજાવતા રહીએ તો હુકમનામું ૧૨ વરસ ચાલે છે. ને ના બજાવીએ તો હુકમનામું ત્રણ વરસે રદ જાય છે.

કોઈ છોકરો અગર છોડી સગીર ઉમરનાં હોય એટલે ૧૮ વરસની અંદરના અને તેમનો ગારડીઅન અને વોર્ડ એક્ટ (કાયદા) મુજબ કોઈ કોર્ટથી વાલી નીમાયો ના હોય તો તેમની ૧૮ વરસની ઉમર થયા બાદ પોતાને કંઈ દાવો કરવો હોય તો તેમને ૩ વરસની મુદત મળે છે. એટલે તેઓ ૨૧ વરસની ઉમરનાં થાય ત્યાં સુધી દાવો કરી શકે છે.

કોઈ છોકરા અગર છોડીના ગારડીઅન અને વોર્ડ એક્ટ મુજબ કોઇ કોર્ટથી વાલી નીમાયા હોય તો તે ૨૧ વરસની ઉમરે લાયક ઉમરનાં ગણાય છે. એટલે તેમને દાવો કરવો હોય તો તેમને પણ ૩ વરસની મુદત મળે છે એટલે તેઓ ૨૪ વરસની ઉમરનાં થાય ત્યાંસુધી દાવો કરી શકે છે.

સગીર ઉમરનાં છોકરાંએ કરી આપેલું લખાણ રદ બાતલ ગણાય છે ને દસ્તાવેજમા તેવાંઓની કરાવેલી સાખ પણ રદ બાતલ છે.

નવા કાયદા મુજબ સને ૧૯૩૭ ના જુન પછી દાખલ કરેલા દાવાના હુકમનામાથી જેને માસીક રૂ. ૧૦૦) પગાર મળે છે તેમનો પગાર જપ્તી થઇ શકતી નથી પણ રૂ. ૧૦૦) ઉપરાંતનો પગાર જપ્તી થઈ શકે છે. વળી જે માણસ ગરીબ ને મીલકત વીનાનો હોય તેને

દીવાની જેલમાં કેદ બેસાડવામાં આવતો નથી. માટે જોઈ વિચારીને પૈસા ધીરવા.

૩. ૨૦ ઉપરાંતની રકમની પહોંચ આપતી વખતે એક આનાની રેવન્યુ ટીકીટ ચોડવી ને જો નહિ ચોડે તો પહોંચ આપનાર માણસ ગુન્હેગાર થશે.

## નાની ઉમરનાં છોકરાંઓની જાત અને મીલકતના વાલી નીમવા બાબતનો કાયદો

### સને ૧૮૯૦ નો ૮ મો

સગીરની જાત અને મીલકતના વાલી નીમવા માટે સગીરનો કોઇ સગો અગર સગીરનો કોઈ મીત્ર અરજી કરી શકે છે. જુઓ કલમ ૮

સગીર જે ગામ અગર શહેરમાં રહેતો હોય તે જીલ્લાની ડીસ્ટ્રીક્ટ જજ સાહેબની કોર્ટમાં અરજી કરવી જોઇએ. જુઓ કલમ ૯

કલમ ૧૦ મુજબ અરજીમાં નીચેની બાબતો લખવી.

(એ) સગીરનું નામ, સગીરની જાત (છોડી કે છોકરો) ધર્મ જન્મ-તારીખ અને રહેવાનું ઠેકાણું.

(બી) જો સગીર છોડી હોય તો પરણેલી છે કે નહીં તે લખવું પરણેલી હોય તો તેણીના ધણીનું નામ અને ઉમર તથા ઠેકાણું લખવું.

(સી) જો સગીરની કાંઇ મીલકત હોય તો આ સાથેના સીડ્યુલ **અ** માં બતાવ્યા મુજબ લખવું ને મીલકત ના હોય તો મીલકત નથી તેવું લખવું.

(ડી) સગીરની જાત અગર સગીરની મીલકત જેના કબજામાં હોય તે માણસનું નામ અને ઠેકાણું લખવું.

(ઇ) સગીરનાં નજીકનાં સગાંઓનાં નામ અને તેમનાં ઠેકાણાં લખવાં.

(એફ) જો કોઇ માણસને સગીરની જાત અગર મીલકત અગર બન્નેનો વાલી વીલ અગર બીજા દસ્તાવેજથી નીમ્યો હોય તો તે લખવું.

(જી) પ્રથમ કોઈ કોર્ટમાં સગીરની જાત અગર મીલકત અગર બન્નેના વાલી નીમવા અરજી થઇ હતી કે નહીં તે લખવું ને જો થઇ હોય તો તે અરજીનું શું થયું તે લખવું. ને ના થઇ હોય તો થઇ નહોતી તેવું લખવું.

(એચ) આ અરજી સગીરની જાતના વાલી નીમવા કરી છે કે મીલકતના વાલી નીમવા કરી છે કે બન્નેને માટે કરી છે તે લખવું.

(આય) જે માણસને વાલી નીમવા અરજી કરી હોય તે માણસની લાયકાત લખવી. તથા તે વાલી થવા ખુશી છે તે લખવું ને વાલી થનારનું હીત સગીરના હીત વિરૂદ્ધ નથી તે લખવું.

(જે) કઇ બાબતથી અને શા હકથી વાલી થવા માગે છે તે લખવું.

(કે) આ અરજી કરવાનું શું કારણ બન્યું તે લખવું (સગીરની મીલકત બગડતી હોય સગીરની મરજી વિરૂદ્ધ તેને બહાર લઇ જતા હોય પરણાવી દેતા હોય અગર સગીરનું ભવિષ્યનું હીત બગડતું હોય તેનું કોઇ કારણ હોય તે લખવું) તા. માહે સને (સહી)

અરજીની નીચે નીચે મુજબ ઇકરાર લખવો.

હું અરજદાર એ. બી આ ઇકિરાર આજરોજ માં કરૂં છું કે ઉપરની બીના મારા જાણવા અને માનવા પ્રમાણે ખરી છે. તારીખ

સદર

(સહી)

કલમ ૧૨ અરજીનો નીકાલ થયા પહેલાં સગીરના બાપે અરજી કરી હોય તો બાપને કબજે કોર્ટ અપાવી શકે છે ને સગીર છોડી હૈય ને તેણીના ધણીએ અરજી કરી હોય તો તેના ધણીને અગર તેનાં માબાપને કોરટ કબજે આપી શકે છે.

સગીર પાંચ વરસનું થયા પછી બાપનું વાલીપણું ચાલે છે માનો હક રહેતો નથી.

જાતના વાલી જેને નીમ્યા હોય તેણે સગીરનાં ભરણપોષણની તથા તેની તંદુરસ્તીની દરકાર કરવાની છે અને સગીરને ભણાવવાનું છે. કલમ ૨૪

જો કોઈ સગું સગીરની મીલકતના વાલી થવા ખુસી ના હોય અગર મીલકત બગાડે તેમ હોય તો કોરટ નાજરને વાલી નીમે છે.

# વાલી નીમવાની અરજી સાથે

## ( મીલત અને દેવું ના હોય

## મીલકતનું

૧ મકાન એક સેન્સસ નં. આસરે કીંમત કઈ જગ્યા આવેલું છે.

૨ ખેતર એક સરવે નં. એકર ગુંઠા સરકાર ધારો કીતો
ભરવાનો

૩ સોનારૂપાની જણસો આશરે કિંમત
તેમનું વર્ણન, તોલ

૪ રોકડ કેટલા

૫ ઉઘરાણી જેની પાસે લેણું મુદત અંદર
હોય તેનું નામ કે કેમ
તથા ઠેકાણું તથા
લેણી રકમ

૬ વાસણકુસણ આસરે કિંમત કોના કબજામાં છે
તેનું નામ તથા ઠેકાણું

૭ ફરનીચર વર્ણન સાથે કીતો કીતો

૮ દેવું કેટલા રૂા. નું જેનું દેવું હોય તેનું દેવાનો પ્રકાર
નામ તથા ઠેકાણું

# રજુ કરવાનું શીડયુલ “ અ ”

## તો સીડયુલ રજુ કરવું નહીં )

વર્ણન

| જેના કબજામાં હોય તેનું નામ અને ઠેકાણું. | ગીરો મુકેલું હોય તો ગીરોદારનું નામ તથા ઠેકાણું તથા કેટલા રૂ. ગીરો મુકયું છે. | કેટલું ભાડું આવે છે | | |
|---|---|---|---|---|
| ફીતો | ફીતો | | કેટલી દાણ આવે છે | આસરે કિંમત |

| જેના કબજામાં હોય તેનું નામ તથા ઠેકાણું | | |
|---|---|---|
| ફીતો | | |
| કયારે મુદત પુરી થાય છે | ખતથી, ખાતાથી કે બીજી રીતે લેણું તે લખવું | દસ્તાવેજની તારીખ |

## વાલી નીમવાની અરજી સાથે વાલી થનારનું ડેકલેરેશન

શીડયુલ "બી"

હું એ. બી. આથી જાહેર કરૂં છું કે હું સગીરની જાત, મીલકત અગર બન્નેનો વાલી થવા ખુશી છું અને મારૂં હીત સગીરના હીત વીરૂદ્ધ નથી.

તા. માહે સને

(સહી) ____________

સાક્ષી ____________

સાક્ષી ____________

સમજુત

જો એકલી જાત માટે વાલી થવાનું હોય તો જાતના એટલુંજ લખવું. જો એકલી મીલકતના વાલી થવાનું હોય તો મીલકતના એટલું જ લખવું. અને જો જાત અને મીલકત બન્નેના વાલી થવાનું હોય તો બન્નેના વાલી થવા ખુશી છું તેવું લખવું.

## ખેડુત લોકોને માટે ખાસ

આપણા દેશમાં દુષ્કાળના વખતમાં ખેડુતોને વરસાદ વીના ઘણું હેરાન થવું પડે છે માટે ખેડુતે પોતાની જમીનમાં કુવો ના બની શકે તો વેડવો પણ બનાવવો જોઇએ, કે જેથી થોડી પણ રાહત મળી શકે, ને તેનાથી પોતાનો તથા પોતાનાં ઢોરનો બચાવ થઈ શકે.

ખેડુતે યુરોપ અમેરીકાને આસ્ટ્રેલીઆના ખેડુતોની માફક મુરઘાં ને બકરાં અવશ્ય રાખવાં જોઇએ. કારણ કે આવાં જનાવર દુષ્કાળના વખતમાં ઘણાં ઉપયોગી થઇ શકે છે ને જો તેઓની બરાબર માવજત ને સંભાળ રાખવામાં આવે તો આવાં જનાવરોથી ખેડુતનું ગુજરાન ચાલી શકે છે, આપણા ખેડુતો કહે છે કે આવાં જનાવરો પાકને નુકશાન કરે છે. પરંતુ જો તેમને સંભાળપૂર્વક રાખવામાં આવે તો તેઓ નુકશાન કરી શકતાં નથી. મુરઘાંને ઘણી જાતના રોગ લાગુ પડે છે માટે તેઓને કેવી રીતે રાખવાં ને સંભાળવાં તે શીખાડવા માટે નામદાર સરકારે પુના આણંદ વીગેરે જગ્યાઓએ પોલ્ટ્રીફાર્મ કહાડયાં છે અને ખેડુતોને મફત શિખવાડે છે.

ઢોર, ભેંસ, આ જનાવર માત્ર આપણા હિંદુસ્તાન દેશમાંજ છે. અને જો વિચાર કરી જોશો તો ભેંસની પાછળ જેટલું ખર્ચ અને મહેનત કરવામાં આવે છે તેના પ્રમાણમાં તેમાંથી જોઇએ તેટલો ફાયદો મળતો નથી. માટે આ જનાવર ખેડુતને જોઇએ તેટલું ઉપયોગી નથી,

ગાય આ જનાવર ઘણું ઉપયોગી છે અને ભેંસને બદલે જો ખેડુત ગાય રાખે તો તેને ઘણો ફાયદો થાય છે. જો ગાયને વાછડો આવે તો ખેડુતને તે ખેતીના કામમાં ઉપયોગી થઈ પડે છે ને જો વેચી દે તો તેની સારી કીંમત ખેડુતને મળે છે. વળી વૈદક રીતે ભેંસના દુધ કરતાં ગાયનું દુધ વધારે તાકાદવાળું અને ફાયદાકારક છે. વળી ગાયનું મુતર પણ દવાના કામમાં આવે છે, ને ભેંસના જેટલી ગાયની ચાકરી કરવી પડતી નથી. આ રીતે ગાય ઘણી રીતે મનુષ્ય જાતને ઉપયોગી હોવાથી હીંદુ લોકો તેનું ગાય માતા તરીકે રક્ષણ કરે છે.

જમીન આપણા દેશ ગુજરાતની જમીન ઘણી ફળદ્રુપ છે ને જો તેમાં ખેડ અને ખાતર કરવામાં આવે ને તેમાંથી નકામાં ઝાડવાં વીગેરે કહાડી નાંખી જમીન સાફ રાખવામાં આવે તો તેમાં ઘણો સારો પાક થાય છે.

જમીનના બે પ્રકાર છે. જુના આકારની આવી જુના આકારની જમીન ખેડુત વેચી શકે છે ને ગીરો મુકી શકે છે ને તેમાં ઝાડ ઉગે છે તે ખેડુતની માલકીનાં થાય છે આ રીતે જુના આકારની જમીન ખેડુત સરકારી ધારો (વીઘોટી) ભરે ત્યાં સુધી તેના સ્વતંત્ર માલકીપણાની છે. ખેડુત તેને પોતે ખેડી શકે છે તેમજ બીજાને દાણે અગર અડધ ભાગે ખેડવા આપી શકે છે.

નવા આકારની જમીન આવી જમીન સરકારની સંપુર્ણ માલકીની છે. આવી જમીન કલેકટર સાહેબની પરવાનગી વગર બીજા માણસને દાણે અગર અડધ ભાગે ખેડવા આપી શકાતી નથી. તેમજ ગીરો કે વેચાણ કરી શકાતી નથી ને જો કંઈ ઝાડ ઉછેરવામાં આવે તો તે ઝાડ પણ ખેડુતની માલકીનાં થતાં નથી.

દરેક ખેડુતે પોતાની જમીનમાંથી થોડી જમીન બાતલ રાખી તેમાં ફળ, ઝાડ, જેવાં કે આંબા, બોર, દાડમ, જાંમફળી, નારંગી, લીંબી, અને કેળનાં ઝાડ ઉછેરવાં જોઇએ કે જેથી વરસાદની તંગીને લીધે પાક નીષ્ફળ જાય તો આવાં ફળઝાડથી ખેડુતનું ગુજરાન ચાલે;

વળી નવરાસની વખતે વખત નકામો ના જાય માટે દરેક ખેડુતે કપાસ લોઢવા પોતાના ઘરમાં નાના ચરખા ને રેંટીઆ રાખવા. આવાં સાધનો ખેડુત લોકોને કમાણીમાં ઘણાં ઉપયોગી છે.

દરેક ખેડુતે વધારે નહીં તો થોડું વાંચતાં લખતાં શીખવુંજ જોઇએ અને તેમની બાયડીઓએ શીખવા ઉપરાંત મોજાં, ટોપી, ઝભવાં વીગેરે ગુંથણુ કામ શીખવું જોઇએ.

કોઈ ખેડુતની જમીનમાં કોઇ માણસ ઢોર ઘાલીને અગર બીજી રીતે તેના પાકને નુકશાન કરે તો ખેડુતે તે બાબત ગામના પોલીસ પટેલ (મુખી) ને જાહેર કરવી અને મુખી પાસે નુકશાનનું પંચાયતનામું કરાવીને લેવું અને ફોજદારી કાયદાની કલમ ૪૨૭ મુજબ માજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં બીગાડની ફરીઆદ કરવી અને ફરીઆદ અરજી સાથે મુખીએ કરી આપેલું પંચાયતનામું રજુ કરવું.

ખેડુત અભણ હોય તો તેને પારાવાર નુકશાન થાય છે. ને પોતાની સખત મહેનતનું ફળ તે પોતે પામી શકતો નથી તે નીચેની બીનાથી સમજી શકાશે.

અમથાભાઇના ખેતરમાં વરસ સારૂં હોવાથી ૧૨૫ સવા સો મણ ઘઉં પાકયા તેથી અમથાભાઇ બહુ ખુશ થઇ ગયા. ને પોતાનું પાછલું દેવું વાળી દઇ દેવામાંથી છુટા થવા વીચાર કર્યો.

અમથાભાઇએ ગામના વાણીઆને બોલાવીને ૫૦ મણ ઘઉં જોખાવીને ગાડું ભર્યું અને રીવાજ મુજબ વાણીઆને તેની તોલામણની મહેનત બદલ એક મણ ઘઉં આપ્યા. ને સવારમાં ગાડું જોડીને શહેરમાં ઘઉં વેચવા તથા વાણીયાનું દેવું વાળવા ચાલ્યા.

ગાડું શહેરમાં એક દુકાન પાસે આવી પહોંચ્યું તે જોઇને દુકાનમાંથી એક ગુમાસ્તાએ આવી ઘઉં જોઈ તે શેઠને બતાવ્યા અને તે વખતે ઘઉંનો ભાવ મણે રૂ. ૧॥= હતા તે છતાં શેઠના ગુમાસ્તાએ અમથાભાઇને આડું અવળું સમજાવી મણનો રૂ. ૧]= ભાવ ઠરાવી ઘઉં તોળવા માંડયા. ગુમાસ્તો જોખતી વખતે બોલતો જતો હતો કે લાભાજી, દુરીઓજી, તીરીઓજીને અને આ તોલ શેઠ દુકાનમાં બેઠો બેઠો ગણતો હતો તેથી જ્યારે પાંચ મણ ઘઉં થયા ત્યારે શેઠ બોલ્યા "અલ્યા ફેરવી તોલ બીચારા ગરીબને નુકશાન થશે." આથી ગુમાસ્તાએ તાજવું ફેરવ્યું ને ફરીથી બોલવા લાગ્યો. લાભોજી, દુરીઓજી, તીરીઓજી આ મુજબ નવા નામથી

ગણીને ઘઉં ૫૦ મણને બદલે ૪૫ મણ ઘઉં ઉતાર્યાં અને શેઠને કહેવા લાગ્યો કે શેઠ ૪૫ મણ ઘઉં થયા. એટલે અમથાભાઈ બોલ્યા "શેઠ અમારા ગામના વાણીઆએ તોલીને ૫૦ મણ ઘઉંનું ગાડું ભરાવ્યું હતું ને પાંચ મણ ઘઉં ઓછા કેમ થાય. શેઠ બોલ્યા એતો ગામડાનો વાણીઓ એટલે ગણતાં તોલું ભુલેલો આમ કહી ભુલાભાઇના મનનું સમાધાન કર્યું.

પછી ઘઉંની કીંમતનો હીસાબ કરતાં ૪૫ મણ ઘઉંના રૂ. ૧)=ના ભાવથી રૂ. ૫૦–૧૦–૦ થયા તેમાંથી રૂપીએ એક આનો બાઝનનો કાપતાં રૂ. ૪૭–૭–૬ ભુલાભાઇને આપ્યા. એટલે ભાવમાં મણે ૦–૪–૦ મુજબ ગણતાં ૪૫ મણ ઘઉંના રૂ. ૧૧–૪–૦ ની ખોટ આવી ને પાંચ મણ ઘઉં મફત ગયા, ને રૂ. ૩–૨–૬ બાઝનના ગયા. આ મુજબ એકંદરે ૫૦ મણ ઘઉંના ખરા ભાવ ૧॥= મુજબ ગણતાં રૂ. ૬૮–૧૨–૦ થાય તેમાં ભુલાભાઇને રૂ. ૪૭–૭–૬ મળ્યા. એટલે રૂ. ૨૧–૪ ૬ ખોઇને ભુલાભાઈ ગાડા પાસે ગયા તો ગાડામાં બળદને માટે રાખેલા પુળા ને ભુલાભાઇના રોટલા બાઝનની ગાયો ખાઈ ગઈ હતી. એટલે ભુલાભાઇને પોતાને તથા તેમના બળદોને ઉપવાસ કરવો પડયો.

ત્યાંથી ભુલાભાઇ પૈસા લઇને દેવું ચુકવવા ગયા. તે શેઠને ત્યાંથી રોકડા રૂ. ૧૦) માત્ર લીધા હતા. ને બાકીનાં કપડાં અને બીઆઉ લીધું હતું તેનો હીસાબ કરીને શેઠે તેમની પાસેથી રૂ. ૫૦) રોકડાનું ખાતુ પડાવી લીધું હતું. ભુલાભાઇને જોઈ શેઠ બોલ્યા આવો ભુલાભાઈ, ઘણા દીવસે આવ્યા, સૌ ક્ષેમકુશળ તો છોને. આમ પુછી ભુલાભાઇને બીડીને દીવાસળી આપી. ને ગુમાસ્તાને કહ્યું, ભુલાભાઇનું ખાતુ કહાડી હીસાબ ગણી કહાડ. એટલે ગુમાસ્તાએ હીસાબ ગણીને કહ્યું, શેઠ, અધીકમાસ ગણતાં બે દોકડા લેખે વ્યાજના રૂ. ૩૦) થયા ને છુટના રૂ. ૨૦) ઉમેરતાં રૂ. ૧૦૦) થયા તેમાં ભુલાભાઇએ થોડે થોડે આપેલા રૂ. ૧૦) બાદ કરતાં ભુલાભાઇ પાસે આપણા રૂ. ૯૦) નીકળે છે.

શેઠે ભુલાભાઈ પાસેથી પૈસા માગ્યા તો ભુલાભાઇએ પછેડીએ બાંધેલા રૂપીઆ હતા. માટે શેઠને કહ્યું, લ્યો શેઠ આ પછેડીમાં રૂપીઆ બાંધેલા છે, તેમાંથી રૂ. ૪૦) ગણી લ્યો. ભુલાભાઇને ગણતાં પણ આવડતું નહોતું, માટે શેઠે પછેડી છોડીને રૂ. ૪૫) લીધા ને બાકીના રૂ. ૨–૭–૬ ભુલાભાઇને આપ્યા અને રૂ. ૪૫) ને બદલે રૂ. ૪૦) ભુલાભાઈના ખાતે

પોતાના ચોપડામાં જમા કર્યાં. ને ભુલાભાઈ પાસે રૂ. ૫૦) નું નવું ખાતું પડાવી લીધું, આ રીતે અભણ ખેડુત ખરા બપોરે ભરબજારમાં લુંટાયો ને તે તથા તેના બળદો ભુખ્યાને તરસ્યા ઘેર ગયા.

આ ઉપરથી સમજવું જોઇએ કે ખેડુતે થોડું ઘણું પણ ભણવું જોઇએ કે તે પોતે લખી વાંચી જાણે અને પોતાનો હીસાબ રાખી શકે.

જો ખેડુત આઠ દશ વરસથી એકજ જમીન ખેડતો હશે તો તે જમીનનો જાથુનો ખેડુત ગણાશે. એટલે માલીક તેની પાસેથી કબજો લઇ શકશે નહીં. તેવીજ રીતે કોઇ માણસ અમુક મકાનમાં ૧૨ વરસ ઉપ-રાંતથી રહેતો હશે ને ભાડાચીઠી કરી આપી નહીં હોય તો માલીક તે મકાન તેની પાસેથી લઇ શકશે નહીં. માટે મકાનની ભાડાચીઠી કરાવી લેવી ને દર બે ત્રણ વરસે ખેડુત બદલી નાખવો.

શહેરની અંદર સ્થાવર મીલ્કત ગીરો અગર વેચાણ રાખતાં પહેલાં માલીક પાસે સીટી સર્વે ઓફીસમાંથી એક્ષટ્રેક ઓફ પ્રોપરટી રજીસ્ટરની નકલ મંગાવીને તપાસ કરવી કે મીલકત ઉપર બીજા કોઇનો બોજો છે કે નહીં. વળી સનંદ ને જુના દસ્તાવેજ મંગાવીને જોવા.

ખ્રીસ્તી, પારસી ને મુસલમાનની મીલ્કતમાં ઘણા જણના હકક હીસ્સા હોય છે માટે મીલકત ગીરો કે વેચાણ રાખતા પહેલાં તપાસ કરવી ને જાહેર છાપામાં નોટીસ છપાવવી કે કોઇનો હકક હીસો હોય તો તે પંદર દિવસમાં જાહેર કરે.

હીંદુ વિધવા પાસેથી સ્થાવર મીલ્કત ગીરો કે વેચાણ રાખવી નહીં તેમાં જોખમ છે.

આપાણું કોઇ સગુ મરી ગયું હોય ને આપણે તેના કાયદેસર વારસ હોઇએ ને આપણે તેનું લેણું જેવું કે તેની ઉઘરાણી=તેણે બેંકમાં મુકેલા રૂપીઆ અગર તેના વીમાના રૂપીઆ લેવા હોય તો પ્રથમ દીવાની કોર્ટમાં અરજી કરીને વારસા સરટીફીકેટ લેવું. અગર ડીસ્ટ્રીકટ કોર્ટમાં અરજી કરીને લેટર્સ ઓફ એડમીનીસ્ટ્રેશન લેવું. અગર મરનારે વીલ કર્યું હોય તો વીલના આધારે પ્રોબેટ લેવું જોઇએ.

---

## ખાતું યાને પ્રોમેસરી નોટનો નમુનો

રહેનાર

નાનું ખાતું સંવત ના સુદ/વદ તા. માહે

સને ૧૯ ના રોજનું.

શ ઉ

ડો. અંકે રૂપીઆ

રોકડા મુંબઈ-

ગરા આજરોજ તમો

ની પાસેથી વ્યાજે લીધા છે તે તમો

ધણી

જ્યારે અને જ્યાં માગો ત્યાં અમો

આપીએ

તે સહી. આ રૂપીઆનું વ્યાજ દર

મહીને દર રૂપીએ દોકડા

કર્યા છે.



આ ટાકાટ ઉપર રૂપીઆ લેનારની સહી કરાવવી ને જો અભણ હોય તો ડાબા હાથના અંગુઠાનું નીશાન કરાવવું.

## લેણા બાબત આપવાની નોટીસનો નમુનો.

અમો નીચે સહી કરનાર ________________

રહેનાર ________ તે આથી ________

રહેનાર ________ ને આ નોટીસ આપું છું કેઃ—

તમારે પૈસાની જરૂર હોવાથી અમારી પાસેથી રૂ. ______ અંકે

રૂપીઆ ________________ વ્યાજે લઇને તે બાબતની

પ્રોમીસરીનોટ / દસ્તાવેજ તા. માહે સને ૧૯ ના રોજ તમોએ

લખી આપી છે / લખી આપ્યો છે આ રૂપીઆ તથા તેનું વ્યાજ તમારી પાસે ઘણી વખત માગ્યા છતાં ખોટા વાયદા કરીને આપતા નથી માટે તમને આ છેવટની નોટીસ આપું છું કે—આ નોટીસ પહોંચ્યાની તારીખથી

દીવસમાં તમારે મારા રૂપીઆ તથા વ્યાજ મને આપી મારી રીતસરની પહોંચ લેવી ને જો તે મુજબ નહીં આપો તો તમારી સામે કાયદેસર પગલાં ભરવામાં આવશે. ને તેથી થતા તમામ ખર્ચના તમો જવાબદાર થશો તે નક્કી જાણવું.

આ નોટીસ તમારી કસુરથી આપવી પડી છે માટે તેના ખર્ચના

રૂ. તમારે શીર છે તે જાણવું.

તા. માહે સને

---

[illegible]
[illegible]
[illegible]

# મકાનની ભાડાચીઠીનો નમુનો

માસીક ભાડા ચીઠી રૂ. ની સંવત ના સુદ તાઃ મારે
વારસીક વદ

સને ૧૯ ના રોજ લખાવી લેનાર

રહેનાર જત લખી આપનાર

રહેનાર તે આ ભાડા ચીઠી લખી આપુ છું કે—

તમારા સ્વતંત્ર માલકીને કબજા ભોગવટાનું મકાન મ્યુનીસીપાલ સે.
મોરા

નં. નું જે મહોલ્લે માં આવેલું છે તે માસીક રૂ.

અંકે રૂપીઆ ભાડું નક્કી કરીને ભાડે રાખ્યું છે. આ ભાડું દર મહીને અને મહીને ચઢે ચઢયું આપું ને ના આપું તો વગર નોટીસે તમો ખાલી કરાવવા મુખત્યાર છો, જે ભાડું આપું તે આ ભાડા ચીઠી પાછળ જમે કરાવીને અગર તો તમારી જુદી પહોંચ લઇને આપું તે સીવાય આપ્યા અપાવ્યાની તકરાર કરૂં તો તે રદ બાતલ છે. આ મકાનમાં તમો રહેવા દો ત્યાં સુધી રહું ને ખાલી કરવાનું કહો ત્યારે બીન તકરારે ખાલી કરી આપું. આ મકાનનો મ્યુનીસીપાલ ટેક્ષ તમો માલીક
અમો ભાડુત

ને શીર છે. ઘર અમો ભાડુતે ચસાવવાનું છે અને નેવાં તમો માલીકે પુરાં કરવાનાં છે. આ મકાનમાં સળગી ઉઠે તેવી કંઈ ચીજ ભરૂં નહીં તેમજ તમારી લેખી પરવાનગી સીવાય કંઇ રીપેર કામ કરાવું નહીં તેમ બીજાને ભાડે આપું નહીં. ને જો ભાડું ચડાવી તાળું મારી નાશી જઉં તો પંચ રૂબરૂ તાળું તોડાવી તમો મકાનનો કબજો લેવા મુખત્યાર છો. આ ભાડા ચીઠી મેં મારી રાજીખુશીથી ને અક્કલ હુશીઆરીથી લખી આપી છે તે

ખરી છે. લી. રહેનાર

અત્ર મતું અત્ર સાખ

# ખેતરના ગણોતપટાનો
## નમુનો.

(નવા આકારની જમીન હોય તો સરકારની પરવાનગી વીના આડે અગર અડધ ભાગે બીજાને અપાય નહીં.)

## એક સાલી ગણોતટપટો

સં. ——— ના ——— વદ/સુદ તા. ——— માહે ——— સને ૧૯

——— ના રોજ લખાવી લેનાર ——— રહેનાર ———
——— ના જોગ લખી આપનાર ——— રહેનાર ———
——— ના તે આ એક સાલી ગણોતપટો લખી આપુ છું કે—

તમારૂં સ્વતંત્ર કબજા ભોગવટાનું ખેતર એક મોજે ગામ ——— તાલુકા ——— જીલ્લા ——— મધેનું સરવે નં. ——— નુ નામે ——— તમારી પાસેથી ચાલુ સાલ માટે રૂા ——— દાણના ——— (ભાગે આપવું હોય તો ભાગની શરત લખવી) નકકી કરી દાણે રાખ્યું છે. તે દાણ સરકારના બે હપ્તે થઇને પુરેપુરી આપવા બંધાઉ છું ને સાલ પુરી થયે બીન તકરારે ખેતર તમારે સ્વાધીન કરૂં. ને દાણ આપું તે આ ગણોતપટા પાછળ જમા કરવી ને અગર તમારી જુદી પહોંચ લઇને આપું. તે સીવાય આપ્યા અપાવ્યાની તકરાર કરૂં તો તે રદ બાતલ છે. આ ખેતર તમો ખેડવા દો ત્યાં સુધી ખેડું ને ના કહો ત્યારે ખાલી કરીને તમને સોંપું ને ખેડ ખાતર ઉપર કંઇ હક કરૂં નહીં ને કરૂં તો તે ચાલે નહીં. આ ખેતરમાંનાં ઝાડબીડ શેઢાપાળી બરાબર સાચવું અને ઝાડનાં પાંદડાં અગર ડાળ તમારી લેખી પરવાનગી વિના પાડું નહીં. તેમજ બીજાને ખેડવા આપું નહીં. (ખેતરમાં ફળાઉ ઝાડ હોય તો તેની જે સરત હોય તે લખવી) આ ખેતરનો સરકાર ધારો તમો માલીકને શીર છે. આ ગણોતપટો મેં મારી રાજીખુશીથી ને અકકલ હુંશીયારીથી લખી આપ્યો છે તે ખરો છે.

લી. ——— રહેનાર ———
અત્ર ——— મતું અત્ર ——— સાખ
× ——— ૧ ———
૨ ———

આ જગ્યાએ લખી આપનારની સહી  બે સાક્ષીઓની સાખ કરાવવી.
અગર ડાબા હાથના અંગુઠાનું નીશાન
કરાવવું.

## નમુનો

કુલ મુખત્યાનામું રૂ. ૧૦) ના સ્ટેમ્પ પેપર ઉપર લખવું અને ૦-૪-૦ આનાની કોર્ટ ફી ટીકીટ ચોડીને નાજરની સહી લેવી

## કુલ મુખત્યારનામું

સંવત ૧૯૯૮ ના મહા સુદ ૬ ને સોમવાર તા.  માહે સને  ના રોજ હું એ. બી. જાતે  ઉમર આસરે  વરસ રહેનાર  ના તે આથી તમો સી. ડી. જાતે  ઉમર  વરસ રહેનાર  નાને આ કુલ મુખત્યારનામું લખી આપું છું કે—

અમારે બહારગામ જવાનું હોવાથી / અમો અશક્ત હોવાથી અમારા તરફથી અમારી મીલકતનો વહીવટ કરવા તથા અમારૂં જ્યાં જ્યાં લેણું પ્રોમીસરી નોટથી ખાતાથી, ખતથી તથા ચીઠીઓ વગેરેથી હોય તે વસુલ કરવા તથા અમારા તરફથી દસ્તાવેજો, પ્રોમીસરી નોટો, ખાતાં, ખત લખાવી લેવા તથા લેણું વસુલ થાય તેની પહોંચો આપવા તથા લેણું માંડી વાળવા તથા ભાડા-ચીઠીઓ અને ગણોતપટા લખાવી લેવા વીગેરેની કુલ સત્તા હું તમને આપું છું.

જો કોઈ માણસ મારૂં લેણું ના આપે તો તેના ઉપર દાવા કરવા, દરખાસ કરવા, અપીલ કરવા, જવાબ આપવા, સમાધાન કરવા તથા માંડી વાળવાની પણ સત્તા હું તમને આપું છું.

અમોને તમારા ઉપર પાકો ભરોસો અને વિશ્વાસ હોવાથી આ કુલ મુખત્યારનામું અમોએ અમારી રાજીખુશીથી અને અકકલ હુંશીઆરીથી લખી આપ્યું છે. તે મને કબુલ મંજુર છે.

અત્ર ________ મતુ અત્ર ________ સાખ

(૧) ________

(૨) ________

## ટીપ

એકજ કેસ કે એકજ બાબત માટે મુખત્યારનામું આપવું હોય તો રૂ. ૨) બ રૂપીઆનો સ્ટેમ્પ પેપર વાપરવો.

ખ્રીસ્તી માણસ=જે પુરૂષ, સ્ત્રી, છોકરો, અને છોડીનું બાપ્તીસ્મા થયું હોય અને તે ખ્રીસ્તી ધર્મ માનતું હોય તેજ ખ્રીસ્તી માણસ ગણાય છે. બાપ્તીસ્મા પામ્યા વગરના માણસને સરકાર ખ્રીસ્તી ગણતી નથી અને તેથીજ બાપ્તીસ્મા પામ્યા વગરના માણસના મુડદાને સરકાર સરકારી કબરસ્થાનમાં દાટવા દેતી નથી.

મુદ્રકઃ--રણછોડભાઈ વાઘજીભાઈ પટેલ
મુદ્રકસ્થાનઃ—શ્રી નારાયણ પ્રિં. પ્રેસ,
સંસારસુધારા હૉલ પાસે, મ્યુ. સે. નં. ૨૨૪૯/૧ ભદ્ર—અમદાવાદ.